ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંશોધન ગ્રંથમાળા–ગ્રંથાંક ૧૪
ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ
કુલપતિ : ડૉ. આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

# ગુજરાતી અટકોનો ઇતિહાસ

પ્રો. વિનોદિની નીલકંઠ

: પ્રકાશક :
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક: રસિકલાલ છો. પરીખ, અધ્યક્ષ, ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ



વિ. સં. ૧૯૯૮ આવૃત્તિ પહેલી ઈ. સ. ૧૯૪૨
પ્રત ૫૦૦

કીમત સવા રૂપિયો

મુદ્રક: મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકૂવા, દરવાજા બહાર ફુવારા સામે—અમદાવાદ

# નિવેદન

**ગુજરાત** વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતી ભાષા દ્વારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને ખીલવવા કેટલાક સમયથી પ્રવૃત્તિ આદરી, તેને અંગે કેટલાક વિદ્વાનોને ગ્રંથો લખવાનું કામ પણ સોંપ્યું હતું. ૧૯૩૯ના માર્ચમાં મુંબઈ સરકારે નીચે જણાવેલી યોજના મંજૂર કરી દેણગી આપી હતી.

**૧. ભાષા અને સાહિત્ય** ( Language & Literature )

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ, એનો ઉગમ અને ક્રમિક કક્ષાઓમાં વિકાસ,

૨. ગુજરાતી છંદઃશાસ્ત્રનો અધ્યયનાત્મક નિબંધ,

૩. જૂની ગુજરાતીના શિષ્ટ ગ્રંથોનું સંપાદન ( સોસાયટીના હાથપ્રતસંગ્રહ તથા બીજેની હાથપ્રતોને આધારે);

**૨. ઇતિહાસ** ( History )

૧. ઇતિહાસ–સાધન ગ્રંથો,

૨. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (સચિત્ર);

**૩. સમાજશાસ્ત્ર** ( Sociology )

૧. ગુજરાતની ભિન્ન ભિન્ન જાતિઓ ઉપર નિબંધ.

તે અન્વયે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગુજ૦ વર્ના૦ સો૦
**અમદાવાદ**
તા. ૧૫–૨–૧૯૪૨

**રસિકલાલ છોટાલાલ પરીખ**
અધ્યક્ષ,
ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ

# પ્રસ્તાવના

**ગુજરાતી** અટકો વિશે સંશોધનનું કાર્ય જેટલું રસિક તેટલું જ મુશ્કેલીભરેલું થઈ પડ્યું છે. આ વિષય ઉપર ગુજરાતી ભાષામાં ઝાઝું લખાયું નથી (અમુક નાતજાતનાં પોતપોતાનાં વર્તુલ પૂરતાં અટકો વગેરે માહિતીવાળાં નાનાં પ્રકાશનો બહાર પડેલાં છે,) અને બીજી ભાષામાં આ વિષય ઉપર લખાયું હોય તો ગુજરાતી અટકોના અભ્યાસીને તેમાંથી થોડુંજ જાણવાનું મળે. આ પુસ્તિકા લખી રહ્યા પછી જ આ વિષયમાં હજી કેટલા સંશોધનને ક્ષેત્ર છે, તેનો મને ખ્યાલ આવે છે. આ પ્રકાશન તો આ વિષયમાં માત્ર પ્રથમ ચંચુપાત જેવું જ છે.

ગુજરાતી અટકો જેટલી ભેગી થઈ શકી તેટલી કરી છે, અને છતાં કદાચ બીજા કોઈ પણ વાચક કરતાં આ અટકોની યાદીની અપૂર્ણતાનું ભાન મનેજ સૌથી વધારે હશે. આ કાર્ય શરૂ કર્યા પછી, જ્યાં નજર કરી, ત્યાં મને નવી નવી અટકો મળતી જ ગઈ છે, અને આજે આ પુસ્તિકા પૂરી થયેલી ગણું છું છતાં ચોપાસ નવી અટકો નજરે ચઢતી જ જાય છે. આ વિષય ઉપર જો કોઈને લખવું હોય તો હજી આ જ કદની એક પુસ્તિકા ખુશીથી લખાઈ શકે. ગુજરાતી અટકોની સંખ્યા લગભગ સીમારહિત છે એમ કહી શકાય, અને તેમાં દરરોજ ફેરફારો થયા જ કરે છે (આ સર્વ મેં પુસ્તિકામાં વર્ણવ્યું છે). તેથી કોઈ જગ્યાએ સીમા બાંધવી પડશે, એમ ધારી મેં જેટલું હાલ તરત તૈયાર હતું, તેટલું લખ્યું છે.

આ પુસ્તક કોઈ એક વ્યક્તિથી લખાય એવું નથી. દરેક અટક વિશે બધી જ માહિતી ધરાવનાર કોઈ એક જ વ્યક્તિ તો હોઈ જ ન શકે. મેં આ અટક–સંગ્રહ તૈયાર કરવામાં કોની કોની મદદ લીધી છે, તે હું કઈ રીતે લખું? કદાચ કોની મદદ નથી લીધી, તેની યાદી કરું તો તે ટૂંકી થાય. જે થોડાંઘણાં નામો એકદમ યાદ આવે છે તેટલાંનો ઉપકાર અત્રે માની લઉં છું (પણ તેથી બીજાંનો ઉપકાર વીસરતી નથી): મુનિશ્રી જિનવિજયજી, પંડિત સુખલાલજી, શ્રી. રસિક-

લાલ પરીખ, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રીમતી સરોજિનીબહેન મહેતા શ્રી. વિદ્યાબહેન નીલકંઠ, શ્રી. ગટુભાઈ ધ્રુ, શ્રી. બચુભાઈ રાવત, શ્રી. બચુભાઈ ધ્રુવ, અને શ્રી. ભાઈ નિઝામુદ્દીન કુરેશી.

વિષયના પરિચયપ્રકરણમાં જ પુસ્તકની ખરી પ્રસ્તાવના લખી છે, તેથી અહીં વધારે કશું લખવાની જરૂર રહેતી નથી. અન્તમાં આ દિશામાં લખાણ કરવાના મારા આ પ્રથમ પ્રયાસ તરફ અતિ ઉદાર દૃષ્ટિ રાખવાની સર્વ વાચકોને વિનંતી કરું છું.

**વિનોદિની નીલકંઠ**

# અનુક્રમણિકા

**વિષય** **પૃષ્ઠ**

# ૧

# પરિચય

**આપણા** દૂરદૂરના પૂર્વજો જ્યારે જંગલી અવસ્થામાંથી પાર ઊતરી સંસ્કારી બનવા લાગ્યા, ત્યારે એકબીજાને ઓળખવા માટે કોઈ પ્રકારની સંજ્ઞાની જરૂર તેમને જણાઈ હશે. શરૂઆતમાં તો બધો વ્યવહાર સર્વનામોથી જ તેઓ ચલાવી લેતા હશે. હું, તું, તે, પેલો, આ, એ વગેરેના વપરાશથી ચાલી રહેતું હશે. પણ તેમાં અનેક પ્રકારની અગવડ પડવા લાગી હશે. હું અને તું તો બરાબર સમજાય, પણ તે, પેલો, આ, એ, વગેરે પ્રયોગોના વપરાશથી ઘણા ગોટાળા અને ગેરસમજૂતી ઊભા થવા લાગી હશે. હું માનું છું કે નામ પાડવાની પ્રથાની શરૂઆત અનાયાસે જ માનવજાતિમાં થઈ ગઈ હશે: શરૂઆતમાં તો પ્રત્યેક મનુષ્યનાં શારીરિક લક્ષણો, ખોડખાંપણ કે સૌન્દર્યના કોઈ ચિહ્ન ઉપરથી માણસની ઓળખાણ અપાતી હશે. દાખલા તરીકે, લંગડો, મોટા નાકવાળો, ચૂંચળી આંખોવાળો, હસતા મોંઢાવાળી, ચાબા નાકવાળી, મોટા કાનવાળી, ગોરી, કાળી, વગેરે, વગેરે.

મનુષ્યનાં નામનો ઉલ્લેખ કરતાં એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકામાં કેટલાએક રસમય ફકરાઓ મળી આવે છે. તેમાંથી આ પુસ્તિકાને યોગ્ય એવી થોડી પંક્તિઓનું ભાષાન્તર કર્યું છે: “મનુષ્ય અને સ્થળોનાં સંજ્ઞાવાચક નામોના અભ્યાસમાં ઐતિહાસિક મહત્ત્વ ઉપરાંત જિજ્ઞાસાવૃત્તિ ઉત્પન્ન કરતો રસ પણ સમાયેલો છે. સમાજની સૌથી

પ્રથમાવસ્થામાં પણ દરેક સ્થળ, મનુષ્ય અને તેમની ટોળીઓને નામ આપવામાં આવેલાં હશે જ. જંગલી અવસ્થામાં રહેતા તે મનુષ્યોનાં નામ આખી જિંદગી સુધી સ્થાયી ન રહેતાં બદલાયા કરતાં. શરૂઆતમાં શારીરિક લક્ષણો કે ખોડખાંપણ ઉપરથી પડેલાં નામો માણસની ઉમર વધતાં બદલાઈ, તેનાં પરાક્રમો ઉપરથી તે માણસને નવું નામ મળતું, અને માણસોને વનનો સિંહ, બહાદુર વરુ વગેરે નામો આપવામાં આવતાં. જ્યાંસુધી કુટુંબની સંસ્થા દૃઢીભૂત થઈ ન હતી, ત્યાંસુધી મનુષ્યો ટોળીમાં રહેતા, અને તે ટોળીના ટોટેમ એટલે ચિહ્ન ઉપરથી ઓળખાતા. ત્યારપછી જ્યારે આપણા તે દૂરદૂરના જંગલી વડવાઓ કાંઈક ઠરીઠામ થયા, જ્યારે બાપદીકરાઓને સાથે રહેવાનો રિવાજ વધવા લાગ્યો. કુટુંબસંસ્થાનાં મૂળ નંખાયાં ત્યારે કુટુંબની અટકનો વપરાશ શરૂ થયો. જો અટકોના આદિમૂળ સુધી આપણે પહોંચી શકીએ, તો ઇતિહાસથી પણ પારના સમયના લોકોના રીતરિવાજ, રહેણીકરણી વગેરે સર્વ આપણને પ્રાપ્ત થઈ શકે."*

સંસ્કૃત ભાષામાં આવાં વિશેષણો ઘણાં મળી આવે છે: દાખલા તરીકે, तन्वी ( એટલે નાજુક સ્ત્રી ). आजानबाहु ( ઘૂંટણ સુધી લાંબા હાથવાળો ), बाहुकुंट ( ઠૂંઠો ), रंभोरु ( કેળ જેવી જાંગવાળી સ્ત્રી ), खल्वाट ( માથે ટાલવાળો ), मीनाक्षी ( માછલી જેવી આંખોવાળી ), गजगामिनी (હાથી જેવી ચાલવાળી), हंसगामिनी (હંસ જેવી ગતિવાળી), વગેરે. હવે આ વિશેષણો ઉપરથી કેટલાંક તો વિશેષનામો જ બની ગયાં. હવે કેટલાંક વિશેષણો, જેવાં કે લંગડો, બાડો, ઠૂંઠો વગેરે તો એવાં અપમાનકારક થઈ પડ્યાં કે તેવા શબ્દોથી કોઈને સંબોધવા જતાં તો લડાઈઓ થવાનો સંભવ રહેવા લાગ્યો. એટલે તેવાં અપમાનજનક વિશેષણો માત્ર પરોક્ષ રીતે વપરાશમાં લઈ શકતાં ( અને તે તો હજી પણ લેવાય છે ); તેવા માણસોને પ્રત્યક્ષમાં સંબોધવા માટે બીજાં સભ્ય નામોની જરૂર પડી.

આ ઉપરાંત એકનાં એક લક્ષણવાળા અનેક માણસો થઈ ગયા. એટલે તેમનાં સંબોધનોમાં પણ ગોટાળા થવા લાગ્યા; અને તેથી

---

*'Encyclopaedia Britanica', Vol, 17, અગિયારમી આવૃત્તિ.

ચાલુ પદ્ધતિમાં ફેરફારની જરૂર જણાઈ હશે. સાથે સાથે ભાષાનો વિકાસ વધવાથી ભાષાભંડોળ પણ વધવા લાગ્યો, અને આપણા દૂરદૂરના બાપદાદાઓ કાંઈક વધારે રસિક અને વધારે પ્રગતિશીલ બન્યા, તેથી તેમણે વ્યક્તિઓનાં નામો પાડવા માંડયાં. અને તે માત્ર શારીરિક દેખાવ ઉપરથી જ નહિ, પણ તે વ્યક્તિના ગુણાવગુણ, સ્વભાવ, વગેરે ઉપર લક્ષ રાખી નામો પડાવા લાગ્યાં. આવી પદ્ધતિ દાખલ કર્યાથી પહેલાં પહેલાં આપણા પૂર્વજોને બહુ સંતોષ થયો હશે; અને એમ પણ લાગ્યું હશે કે હવે દરેક વ્યક્તિને ઓળખવા તથા સંબોધવામાં કે તેમનાં નામનો ઉલ્લેખ કરવામાં કશી જ મુશ્કેલી નહિ પડે. પણ થોડા જ વખતમાં તેમને પોતાની ભૂલ સમજાઈ હશે. જેમજેમ જન્મપ્રમાણ વધવા લાગ્યું, વસતી વધવા લાગી, તેમતેમ એકના એક નામવાળાં અનેક માણસો થઈ ગયાં, તેથી એકલું નામ દીધાથી કામ સર્યું નહિ.

( વળી જ્યારે ટોળીઓમાં રહેવાનું મૂકી, મનુષ્યો કુટુંબમાં રહેવા મંડ્યા, ત્યારે અટકની જરૂર પણ પડી, અને અટકનો ઉપયોગ પણ શરૂ થયો. આ વખતે અટકો ઉપર મુજબ વ્યક્તિઓનાં, કુટુંબના મુખ્ય પુરુષનાં કોઈ ખાસ લક્ષણ ઉપરથી જ પડવા લાગી હશે. અત્યારે પણ આપણે જોઈએ છીએ કે કુટુંબજીવન જેમજેમ વિકાસ પામતું જાય છે, તેમતેમ અટકો સંખ્યામાં પણ વૃદ્ધિ થતી જાય છે. પહેલાં સંયુક્ત કુટુંબ આખું એક અટકે ઓળખાઈ શકતું; આજે સંયુક્તમાંથી જ્યારે વિભક્ત કુટુંબો બનતાં જાય છે, ત્યારે તે નવા બાગલા પડેલાં નાનાં કુટુંબો ઘણાં નવેસરથી નવી અટક પાડી લે છે. )

ત્યારપછી માણસના નામની સાથે તેના બાપનું નામ દેવાનો રિવાજ દાખલ થયો. દશરથનો પુત્ર રામચન્દ્ર, જનકની પુત્રી જાનકી, એવી રીતે સ્ત્રીપુરુષો ઓળખાવા લાગ્યાં. અથવા ઘણી જગ્યાએ માતાના નામથી છોકરાંઓ ઓળખાવા લાગ્યાં: સુમિત્રાનો લક્ષ્મણ, કુન્તીસુત કર્ણ વગેરે. આનું ખાસ કારણ એ કે તે જમાનો બહુપત્નીત્વના રિવાજવાળો હતો, તેથી દરેક માતાના નામથી તેનાં સંતાનો ઓળખાતાં.

આપણા દેશમાં બાપનું નામ પહેલું લખી પછી પુત્રનું નામ લખવાનો રિવાજ જૂના જમાનામાં હતો. મારવાડ તરફ હજી આ પ્રથાથી નામો લખાય છે. એ લોકોની દલીલ એવી છે કે બાપ પહેલો જન્મ્યો માટે તેનું નામ પહેલું લખાવું જોઈએ. સમાજમાં સામાન્ય રીતે છોકરા કરતાં બાપ વધારે જાણીતો હોય, એવું તો બને જ, કારણ કે બીજું કાંઈ નહિ તોપણ એ સમાજનો વધારે જૂનો સભ્ય હોવાથી પણ તે વધારે જાણીતો હોય જ. તેથી આપણા જૂના જમાનાના લોકો બાપનું નામ આગળ મૂકી તેના પુત્રની ઓળખ પાડતા. પ્રેમાનન્દસુત વલ્લભ એમ પોતાને ઓળખાવવામાં પુત્ર પણ મગરૂરી ધરાવતો. આ પ્રથા કોઈ પણ રીતે અસ્વાભાવિક અથવા હાસ્યજનક નથી. સમાજને જે કાળે જે અનુકૂળ પડે તે પ્રથાઓ ચાલુ થાય છે, અને એનાં કરતાં વધારે ઉપયોગી, અથવા વધારે સારી પ્રથા જડી આવતાં જૂની પ્રથાઓ નાબૂદ થતી આવે છે. પણ આ તો જરા આડો ફાંટો ગયો. આપણે મૂળ વિષય ઉપર પાછાં આવી જઈએ. હવે પ્રેમાનન્દસુત વલ્લભ તો ખરો પણ સમાજમાં એવા ઘણા પ્રેમાનન્દ અને ઘણા વલ્લભો હતા, એટલે આ વલ્લભને કેવી રીતે જુદો પાડી ઓળખી કાઢવો ?

આ પરિસ્થિતિએ પહોંચતાં અટકની આવશ્યકતા આપણા પૂર્વજોને લાગી હશે, અને પછી દરેક કુટુંબે અટક તરીકે ગમે તે ઉપનામ પસંદ કરી પોતાના નામ સાથે તેને જોડી દીધું. પરન્તુ દરેક મનુષ્યને પોતાની અટક જાતે પસંદ કરવાની તક સમાજે આપી નથી. ઘણાં કુટુંબોને સમાજે પોતાને યોગ્ય લાગી તે અટક અર્પણ કરી છે. આવી અટકો કોઈ વાર કુટુંબનાં કોઈ અમુક લક્ષણ ઉપરથી, અમુક કાર્ય ઉપરથી, અમુક વર્તન ઉપરથી, અથવા કુટુંબની એકાદ વ્યક્તિના દેખાવ ઉપરથી અથવા સ્વભાવની કોઈ ખાસિયત ઉપરથી પડી જતી. માણસોના ધંધા ઉપરથી પડેલી એવી તો ગુજરાતી લોકોમાં અસંખ્ય અટકો છે. તે જ મુજબ ગામના નામ ઉપરથી પડેલી અટકો પણ આપણે ત્યાં ઘણી છે. પડી ગયેલો તાર પાછો ખેંચીને આગળ ચાલીએ, તો પ્રેમાનન્દસુત વલ્લભથી વલ્લભની

( આ તો માત્ર એક ઉદાહરણ તરીકે પસંદ કરેલું નામ છે. પ્રેમાનન્દ અને વલ્લભ બન્ને જાણીતા હોઈ અટક વગર પણ ઓળખાઈ શકે. ) ઓળખાણ પૂરી ન પડવાથી કવિ પ્રેમાનન્દ અથવા ભટ્ટ પ્રેમાનન્દ-સુત વલ્લભ કહેતાં એકદમ ઓળખાણ પડી જતું.

આપણા દેશમાં અસંખ્ય વર્ષોથી અટકો રાખવાનો, અને તેથી કુટુંબોને ઓળખવાનો રિવાજ ચાલુ છે, એ વાત તો નિર્વિવાદ છે. ઘણા પુરાતન કાળમાં પણ રઘુવંશ, સૂર્યવંશ, ચન્દ્રવંશ એ પ્રમાણે વંશોનાં નામ હતાં, અને તે વંશમાં જન્મેલા સર્વ પુરુષો પોતાના વંશને નામે ઓળખાતા. વેદના વારામાં બ્રાહ્મણો ગોત્ર અને શાખાઓની એંધાણીએ ઓળખાતા. રજપૂતો પોતાનાં કુળ ઉપરથી ઓળખાતા. આ સર્વ પુરાવાઓ છતાં, મારો પોતાનો નમ્ર અભિપ્રાય એવો છે કે જ્યારથી આપણા દેશમાં પશ્ચિમનો પવન વાયો, ત્યારથી અટકોથી સમાજના સભ્યોને ઓળખવાનો રિવાજ બહુ વધી ગયો. થોડાં જ વર્ષો પહેલાં એટલે આજથી પચાસ કે પોણોસો વર્ષ પહેલાં આપણા બાપદાદાઓ એકબીજાની ઓળખાણ માટે અટકોનો ઉપયોગ થોડો જ કરતા. તે જમાનામાં લોકો પોતાના નામ, અને પાછળ પોતાના બાપના નામવડે જ ઓળખાતા—દાખલા તરીકે, ‘માધવલાલ રામપ્રસાદ’ કહ્યા છતાં કોઈ તે વ્યક્તિને ન ઓળખી શકે ને પૂછે કે માધવલાલ રામપ્રસાદ કયા ? તો ઘણી વખત રામ-પ્રસાદના બાપનું નામ ઉમેરાતું—દાખલા તરીકે, ‘રામપ્રસાદ ઉમિયા-શંકર’ એવો જવાબ મળતો. તે જમાનામાં અટકો નહોતી, એવું કહેવાનો મારો ઉદ્દેશ નથી. અટકો તો હતી જ, પણ તેનો ઉપયોગ બહુ થોડો હતો. અત્યારના જમાનામાં અટકો વપરાય છે, તેની સરખામણીમાં તો ઘણો જ થોડો.

જેમજેમ અટકોની વપરાશ વધતી ગઈ, તેમતેમ નવી નવી અટકો પણ ઘણી બનતી ગઈ. લોકોને મોટા થવાની અથવા મોટા દેખાવાની ઇચ્છા પણ જરા વધવા લાગી, અને તેથી કુટુંબને શોભાવવા માટે નવી અટકો પડવા લાગી, અથવા જૂની અટકો ઉપર ઢોળ ચઢાવી તેને નવા સ્વરૂપે રજૂ કરવામાં આવી. પોતે

હોઇએ તે કરતાં વધારે મહાન દેખાડવાનો પ્રયાસ કરવો, એ મનુષ્યનો સ્વભાવ છે; અને તે માનવખાસિયત આવા પ્રકારનો અભ્યાસ કરતાં જણાઈ આવે છે. આ રીતે સોનીમાંથી સુવર્ણકાર બને છે, જ્ઞાનીમાંથી જ્ઞાની બને છે. આવા દાખલાઓ આ પુસ્તિકા વાંચતાં બીજા પણ મળી આવશે. ( આમાં કશું ખોટું છે, એવું કહેવાનો આશય નથી. આવી ઇચ્છા થાય તે તદ્દન સ્વાભાવિક છે. )

અસલ બધા વાણિયાઓ 'શાહ'ને ઉપનામે ઓળખાતા. બ્રાહ્મણો પોતાનાં ગોત્ર અથવા તે પછીના જમાનામાં ધાર્મિક પ્રવૃત્તિઓ ઉપરથી—એટલે ત્રિવેદી, અધ્વર્યુ, આચાર્ય વગેરે ઉપનામોથી ઓળખાતા. પરન્તુ તે પછી તે જૂની અટકો તો ચાલુ જ રહી, પણ અનેક કારણોને લીધે તે લોકોમાંથી ઘણાઓએ અટકો બદલી, અથવા નવી જ અટકો ધારણ કરી. અટકો બદલાવવાનાં કારણોની ચર્ચા આગળ કરી છે.

ગુજરાતી અટકોની એક ખાસિયત એ છે કે અટકો એક કુટુંબને વફાદારીથી વળગી રહેતી નથી; અથવા સાચું કહીએ તો કુટુંબ તેને સ્થિરતાથી વફાદાર રહેતું નથી. થોડી પેઢીઓ એક અટક ચાલુ રહે છે, અને પછી એક અથવા બીજાં કારણોથી કુટુંબની અટક બદલાઈ જાય છે. કેટલીક વાર કુટુંબ એક ગામથી બીજે ગામ રહેવા ચાલ્યું જાય, તો તે નવા ગામનાં અથવા જૂના ગામનાં નામથી ઓળખાતી અટક તે પોતે પાડે છે, અથવા લોકો પાડી આપે છે. કોઈ વાર કોઈ ધંધો નવો ચાલુ કરે, તો જૂની અટક બદલાઈ નવી અટક નવા ધંધા ઉપરથી પડે છે. કોઇક વાર કુટુંબના જુવાનિયાઓને બાપદાદાથી ચાલતી આવેલી જૂની અટક ગમતી નથી, તો તે લોકો નવી અટક પસંદ કરી નિશાળમાં તે લખાવી દે છે, અને એ રીતે કુટુંબ નવી અટક ધારણ કરી લે છે. કેટલીક વાર એવું બને છે કે કુટુંબમાં એકાદ વ્યક્તિ કાંઈ અસાધારણ કાર્ય કરે (સારું અથવા ખરાબ ), તો તે ઉપરથી કુટુંબને લોકો એ નવા નામથી ઓળખવા માંડે છે. આમ ધીરે ધીરે અસલની જૂની અટક ભુલાઇ જાય છે, અને કુટુંબના સર્વ માણસો પણ તે નવી અટક અપનાવી

લે છે. આ સર્વ પ્રકારે બનેલી નવી અટકો વળી કાળક્રમે જૂની થાય છે, અને ઉપર જણાવેલાંમાંથી ગમે તે એકાદ કારણને લીધે પાછી તે અટકો બદલાઈ જાય છે. અટકોમાં પણ મનુષ્યજાતિની માફક જનમ અને મરણ ચાલ્યાં જ કરે છે.

અટક શબ્દની ઉત્પત્તિ પણ આ સ્થળે આપણે વિચારી લેવી ઘટે છે. અટકનો ઉચ્ચાર અડક પણ થાય છે. સંસ્કૃતમાં મૂળ अवटंक એવો શબ્દ છે. થોડા દશકાઓ પહેલાં ગુજરાતીમાં પણ આ શબ્દ વપરાતો; દાખલા તરીકે, અંબારામ કેવળરામ અવટંકે મોદિયા. આ અવટંક ઉપરથી બનેલા અડક અને અટક બન્ને શબ્દો આજે ગુજરાતમાં પ્રચલિત છે.

૨

# હિન્દુ અટકો

**ગુજરાતી** અટકોનાં મૂળમાં જઈએ, તો મુખ્ય ચાર દિશાઓમાંથી અટકોની ઉત્પત્તિ થયેલી માલુમ પડે છે. સૌથી મોટા પ્રમાણમાં અટકોનો જથ્થો ધંધા ઉપરથી પડેલી અટકોનો છે. માણસ જે ધંધો કરે તે ઉપરથી તેની અટક પડી જાય છે. આવી અટકોની આગળ યાદી સાથે સમજૂતી આપેલી છે. આવા પ્રકારની અટકો દિનપ્રતિદિન વધતી જ જાય છે, કારણ કે ધંધાઓની સંખ્યા પણ વધતી જ જાય છે.

બીજો પ્રકાર તે સ્થળ અથવા ગામનાં નામો ઉપરથી પડેલી અટકોનો છે. આ પ્રકારની અટકો માટે પણ એક ખાસ વિભાગ આગળ રાખેલા છે, અને તેથી સર્વ અટકોની ચર્ચા તેમાં કરી છે. ત્રીજો પ્રકાર તે બાપદાદાનાં નામ ઉપરથી પડેલી અટકોનો છે. આવી અટકો ગુજરાતમાં ઘણી સંખ્યામાં નથી. આ ભાગની પણ આગળ અલગ ચર્ચા કરી છે. ચોથો વિભાગ તે કોઈ કુટુંબ અથવા તે કુટુંબની એકાદ વ્યક્તિ તરફનો અણગમો અથવા તિરસ્કાર દર્શાવવા લોકોએ—અને ગુજરાતી સમાજમાં ખાસ કરીને વેવાઈઓએ—પાડી દીધેલી અટકોનો છે. આવી અટકોની સંખ્યા આપણે ધારીએ તે કરતાં ઘણી મોટી છે. આ વિભાગને જુદો પાડી તેની દરેક અટકને સમજવાનો પ્રયત્ન પણ આ પુસ્તિકામાં કર્યો છે.

આ ચાર મોટા વિભાગો ઉપરાંત ગુજરાતી અટકોના બીજા નાના વિભાગો તો ઘણા પડી શકે એમ છે. તે દરેક નાના વિભાગને પણ આ પુસ્તિકામાં ન્યાય આપવાનો પ્રયત્ન થયો છે. આ નાના વિભાગોમાં નીચેના મુખ્ય ગણી શકાય:

૧. બ્રાહ્મણોની ધાર્મિક પ્રવૃત્તિઓ ઉપરથી પડેલી અટકો
૨. જનાવરો અથવા જીવજંતુનાં નામ ઉપરથી પડેલી અટકો
૩. નાત અથવા જાતના નામ ઉપરથી પડેલી અટકો
૪. અંગ્રેજી ભાષાના શબ્દો લઈ પાડેલી અટકો
૫. મુસલમાની અટકો ( હિન્દુઓમાં )
૬. માણસોની આર્થિક સ્થિતિ દર્શાવતી અટકો ( કટાક્ષ-વિભાગ )
૭. જેની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે, તે સમજાતું જ નથી તેવી અટકો

## ધંધા ઉપરથી પડેલી અટકોનો વિભાગ

ગુજરાતી અટકોનો મોટો જથો માણસના ધંધા ઉપરથી ઉત્પન્ન થયો છે--અને આમ બને તે સ્વાભાવિક છે. દરેક માણસનો દિવસનો મોટો ભાગ પોતાના કામધંધામાં વ્યતીત થાય છે, એટલે ત્યાં જ તેને વધારે ઓળખાણપિછાણ થાય છે; અને તેથી એના સર્વ ઓળખીતાઓ એના ધંધાને લીધે જ એને ઓળખે છે. કામધંધા ઉપરથી નીકળેલી અટકો ગુજરાતી લોકોમાં અસંખ્ય છે, અને જેમ-જેમ નવા હુન્નરઉદ્યોગ તથા ધંધાઓ નીકળતા જશે, તેમતેમ નવી નવી અટકો વધતી જ જવાની. ગુજરાતી લોકો સ્વભાવે સાહસિક હોઈ વેપારધંધામાં હિન્દના બીજા કોઈ પણ પ્રાન્ત કરતાં આગળ વધેલા છે. જુદીજુદી વસ્તુઓ વેચનાર વેપારીઓને તે તે વસ્તુઓનાં નામ ઉપરથી પડેલી અટકો આપવામાં આવી છે. આ યાદી ઉપરથી ગુજરાતી હિન્દુઓ કેવા જાતજાતના ધંધા કરે છે, અથવા કરતા તેનો પણ ખ્યાલ આવે છે.

આ વિભાગની અંદર જુદીજુદી નોકરીઓ ઉપરથી નોકરિયાત માણસોની અટકોનો પણ એક પેટાવિભાગ કરી તેમાં તેનો સમાવેશ કર્યો છે.

ધંધાદારી અટકોની યાદી આ વિભાગમાં આપી છે, પણ સર્વ વાચકોને યાદ રાખવાની વિનંતી છે કે આ યાદી કોઈ પણ રીતે સંપૂર્ણ નથી. આ યાદી ઉપરથી ગુજરાતી હિન્દુઓ કેટલી વિધવિધ જાતના ધંધા કરે છે તેનો પણ સારો ખ્યાલ આપણને આવી શકે છે. આ યાદીમાં ઘણીખરી અટકોનો અર્થ તદ્દન સ્પષ્ટ સમજાતો હોવાથી તેવી અટકોના શબ્દાર્થ સાથે આપ્યા નથી. માત્ર કેટલીક અટકો એવી છે કે જેનો ઇતિહાસ જાણવાજેવો છે, અથવા જેના અર્થ વિશે બે મત બંધાય એવું છે, તેની ચર્ચા અહીં કરી છે.

## ધંધાદારી અટકોની યાદી

| | | |
|---|---|---|
| અધિકારી | કંકુવાળા | કુંભારા |
| અધાવહિયા | કંદોઈ | કેળાંવાળા |
| અફીણવાળા | કંપાણવાળા | કોટવાળ |
| અમીન | કંસારા | ખજાનચી |
| અલરેજા | કાચવાળા | ખમાર |
| આડતિયા | કાછિયા | ખરાદી |
| આંગીવાળા | કાગળવાળા | ખરીદિયા |
| કડિયા | કાટ | ખારા |
| કઠ્ઠી | કાટવાળા | ખારાવાળા |
| કણિયા | કાપડિયા | ખારોડ |
| કપાસી | કાટપીટિયા | ખાખાણી |
| કમોદિયા | કાઠિયાવાડ–દીવાનજી | ગજરાવાળા |
| કરાણી | કાણકિયા | ગજ્જર |
| કલાલ | કાનોગા | ગજીવાળા |
| કવિ | કામદાર | ગઢવી |
| કવીશ્વર | કારભારી | ગરીવાળા |
| કસુંબાવાળા | કિનખાબવાળા | ગલિયારા |
| કસોટિયા | કિરમજવાળા | ગામી |
| કંકોડીવાળા | કિનારીવાળા | ગાંધી |

ગોદીવાળા
ગોરાગાંધી
ગોસળિયા
ગોળવાળા
ઘડિયાળી
ઘિયા
ઘીવાળા
ઘાંચી
ચપડિયા
ચશ્માવાળા
ચામડાવાળા
ચાહેવાળા
ચિતારા
ચુડગર
ચુનાવાળા
ચુવાવાળા
ચોખાવાળા
ચોળિયા
છાપગર
છાપાવાળા
છીદરીઓવાળા
જકાતી
જરદોસ
જરમનવાળા
જરમરવાળા
જરમન-સિલ્વરવાળા
જરીવાળા
જાંગડા
જીનવાળા
ટોપીવાળા
ટંકશાળી
ડફગર-ડબગર
ડાકવાળા
તકતાવાળા
તમાકુવાળા
તલાટી
તંબોળી
તંત્રી
તાવડીવાળા
તારકસ
તારકસવાળા
તાસવાળા
તિજોરીવાળા
તેલી
તોલાટ
દરુ
દાણી
દામણીવાળા
દાંતવાળા
દ્વિવેટિયા
ધ્રુવ-ધ્રુ
ધોબી
નાણાવટી
નાયક
નારિયેળવાળા
નિવેટિયા
પકવાસા
પગી
પટવા
પટવારી
પટોળાવાળા
પડિયા
પરી
પરીખ
પંચાલ
પાટીવણા
પાલખીવાળા
પારેખ
પારી
પાસાવાળા
પીઠાવાળા
પૂજારા
પૂજારી
પોથીવાળા
ફડિયા
ફીતવાળા
ફોજદાર
બનાતવાળા
બદામી
બરફવાળા
બંગડીવાળા
બંધારા
ભરવાડા
ભંડારી
મકીમ
મગિયા
મગિયાવાળા
મણકીવાળા
મનિયાર
મરીવાળા

| | | |
|---|---|---|
| મશરૂવાળા | લસણવાળા | શાહ |
| મહેતા | લશ્કરી | શાહીવાળા |
| મહેતાજી | લાકડાવાળા | શેરદલાલ |
| મિસ્ત્રી | લાખિયા | શેલત |
| મુન્સફ | લાદીવાળા | સલાટ |
| મુખી | લાપસીવાળા | સરૈયા |
| મુન | લોઢીતાવડી | સાબુવાળા |
| મુનશી | લાલ્લવાળા | સાબુગોળા |
| મુનીમ | લુહાર | સાંકળિયા |
| મેઢ | લેખડિયા | સીતવાળા |
| મોતીવાળા | લોટવાળા | સુખડિયા |
| મોદી | વકીલ | સુખડવાળા |
| રબારી | વખારિયા | સુતરિયા |
| રસાણિયા | વણકર | સુતાર |
| રંગરેજ | વહિયા | સુવર્ણકાર |
| રંગવાળા | વાળંદ | સેલુગર |
| રાજદાણી | વીમાવાળા | સોની |
| રામી | વીણુ | સોનાવાળા |
| રેશમવાળા | વૈદ્ય | સોદાગર |
| લખિયારા | વ્હોરા | સોપારીવાળા |
| લવિંગિયા | શરાફ | હીરાખાણવાળા |

અધિકારી—કોઈ પણ જાતનો અધિકાર ભોગવતા ( ઉપરિ અધિકારી ) માણસની આ અટક હોઈ શકે.

અધાવહિયા—આ અટક ગુજરાતી હિન્દુઓમાં છે ખરી, પરન્તુ તે ઘણી અસામાન્ય છે. અમદાવાદમાં પાટીદાર કોમમાં આ અટક છે. આ શબ્દનો મૂળ અર્થ ( અધાવાયા ) ઢોરને વેચવાનો ધંધો કરનારા અથવા ગાડીઓને ભાડે ફેરવનારા એવો થાય છે.

અફીણવાળા—અફીણ વેચનાર.

અમીન—આ શબ્દ મૂળ અરબ્બી ભાષાનો છે. તેનો અર્થ

વિશ્વાસુ (જેને ઘેર લોકો થાપણ મૂકે) એવો થાય છે. ગુજરાતી હિન્દુઓમાં ઇનામદાર, અમીન અટક હોય છે. ગામડાની અંદર લવાદ અથવા પંચને પણ અમીન કહે છે.

અલરેજા—કાપડના વેપારી.

આડતિયા—દલાલ તરીકે કામ કરનારને આડતિયા કહે છે.

આંગીવાળા—મંદિરમાં દેવ અથવા માતાની મૂર્તિ ઉપર જે રંગરંગિત—લાલ, પીળા, લીલા વગેરે રંગના—ચળકતા કાગળો ચોઢવામાં આવે છે તેને આંગી કહે છે. એ આંગી બનાવનારને આંગીવાળા કહે છે.

કડિયા—ઘર બાંધવામાં ઈંટ ચુના વગેરેનું કામ કરનાર.

કઢી—આ અટક ધરાવતા કુટુંબીજનોને પોતાની અટક શા ઉપરથી પડી તે સંબંધી બરાબર ખ્યાલ નથી. પરન્તુ તે લોકોનું એવું માનવું છે કે તેમના એક વડવા નાતજાતમાં બહુ જબરા ને લઢવાઢિયા ગણાતા—ખાસ કરીને છોકરાછોકરીઓ વચ્ચે થયેલાં સગપણ તોડવા માટે જાણીતા હતા. તે ઉપરથી નાતના લોકોએ તેમનું નામ કઢી પાડ્યું હતું. અમદાવાદમાં સોનીની જાતિમાં આ અટક છે.

કણિયા—દાણાના વેપારીને કણિયા કહે છે. પરન્તુ તે પછી બાપદાદાનો ધંધો છોડી દીધા છતાં, તે અટક ઘણાં કુટુંબોએ ચાલુ રાખેલી છે.

કપાસી—રૂનો વેપાર કરનાર.

કમોદિયા—કમોદના ચોખા વેચનાર કમોદિયા કહેવાઈ શકે. કમોદિયો કંદ (રતાળુ) વેચનારને પણ કમોદિયા કહેવાય. વળી કમોદ નામનું એક પ્રકારનું લાકડું પણ હોય છે, તેના વેપારીની પણ આ અટક હોઈ શકે.

કરાણી—વહાણની અંદર હિસાબકિતાબ રાખનાર કારકુનને કરાણી કહે છે. કરાણીની નોકરી કરનાર કરાણીની અટકથી જાણીતા બનેલા હોય, એમ બની શકે.

કલાલ—દારૂ ગાળનાર તથા વેચનારને કલાલ કહે છે.

કવિ—પૂર્વજોમાં કોઈ કવિ થઈ ગયા હોય તે ઉપરથી ગૌરવભર્યું ઉપનામ આખા કુટુંબે અટક તરીકે ગ્રહણ કરી લીધેલું હ

કવીશ્વર—કોઈ પૂર્વજનું નામ કવીશ્વર હોય, અને તે પુર જાણીતા થઈ ગયા હોય, તે ઉપરથી કવીશ્વર અટક પડી હોય. અથ કોઈ મોટા કવિને કવીશ્વરનું ઉપનામ મળ્યું હોય, તેના કુટુંબીઓ તે ઉપનામને પોતાની અટક તરીકે કાયમ કરી લીધું હોય, એમ પ બને.

કસુંબાવાળા—કસુંબો વેચનાર.

કસોટિયા- સોના રૂપાની પરીક્ષા કરી જોનારને કસોટિ કહે છે. દરેક ધંધાદારી અટકના સંબંધમાં એટલું તો યાદ રા વાનું જ કે આ ધંધો હાલ તે અટકધારીઓ કરતા હોય કે ન પ કરતા હોય; એમના બાપદાદાઓ એ ધંધો કરતા હશે એટલું જ જાણ શકાય. બાકી, આજના જમાનામાં દરેક ધંધાદારી અટક ઉપરથી કે માણસનો ધંધો જાણી શકાય નહિ.

કંકોડીવાળા—કંકોડી વેચનાર. કંકોડી એ સુગંધી મૂળિયું ગરમી લાવવા માટે તે વપરાય છે. તે કદી પણ સડી જતું નથ 'કંકોડીમાં કીડા પડ્યા' ની કથા ગુજરાતમાં જાણીતી છે.

કંકુવાળા—કંકુ વેચનાર.

કંદોઈ—મીઠાઈ બનાવનાર તથા વેચનાર.

કંપાણુવાળા—કંપાણુ શબ્દના ગુજરાતી ભાષામાં બે-ત્રણ અ જાણીતા છે:

૧. તડકામાં ફર્યાથી થતો એક પ્રકારનો રોગ.

૨. એક જાતનો કાંટો. અથવા, ધાતુની બનેલી જોખવા તુલાને કંપાણુ કહે છે.

આ બીજા અર્થ ઉપરથી કંપાણુવાળા અટક પડેલી છે.

કંસારા—વાસણ ઘડનાર.

કાચવાળા—કાચ વેચનાર અથવા કાચ જડનાર.

કાછિયા—શાકભાજી વેચનાર.

કાગળવાળા—કાગળ બનાવનાર અથવા વેચનાર.

કાટ—કાટમાળ એટલે જૂનો ભાગ્યોતૂટ્યો લોખંડ વગેરેનો સામાન ખરીદનાર તથા વેચનાર. કોઈ વખત કાટ શબ્દ તિરસ્કાર-સૂચક તરીકે પણ વપરાય છે. ' આ માણસ બહુ કાટ છે, ' એમ કહેવાથી તે માણસની લુચ્ચાઇનો ખ્યાલ અપાય છે.

કાટવાળા—જૂનો લોખંડ વગેરેનો સામાન વેચનાર અથવા ખરીદનારને કાટવાળા અગર કાટમાળવાળા કહે છે.

કાપડિયા—કાપડ વેચનાર.

કાટપીટિયા—લાકડાંનો જથાબંધ વેપાર કરનારને કાટપીટિયા કહે છે.

કાઠિયાવાડ-દીવાનજી—કુટુંબમાં એકાદ પુરુષ કાઠિયાવાડમાં કોઈ દેશી રાજ્યમાં દીવાન હોય તે ઉપરથી આ અટક પડેલી છે. દીવાન અને દીવાનજી અટક ગુજરાતમાં બીજે સ્થળે પણ છે, માટે તેથી જુદી પાડી સમજાવી શકાય એટલા માટે કાઠિયાવાડ-દીવાનજી અટક રાખેલી છે. પરન્તુ આ ગતિમાન જમાનામાં આટલી લાંબી અટક બહુ દશકાઓ ચાલે એવો સંભવ નથી. લખવા તથા બોલવામાં તે બહુ સગવડભરી નથી, તેથી થોડી પેઢીઓ પછી તે બદલાઈ જાય તો નવાઇ નહિ.

કાણકિયા—કણકી ( ચોખાના કકડા ) નો વેપાર કરનારની આ અટક હશે, એમ કેટલાકનું માનવું છે.

કાનોગા—કેદખાનાના અમલદારને કાનોગા કહે છે. આ અટક મુસલમાન કોમમાં પણ છે. તે વિભાગમાં તેની વિગત આપી છે.

કામદાર—કારભારી અથવા વજીરને કામદાર કહે છે. આ પ્રકારની અટકો, કુટુંબની એક જ વ્યક્તિના ધંધા અગર નોકરી ઉપરથી પડેલી હોય છે. આવી નોકરી કાંઈ વંશપરંપરા ન જ હોય, છતાં અટક વંશપરંપરા ચાલ્યાં કરે છે.

કારભારી—દેશી રાજ્યમાં કારભારી તરીકે કામ કરનાર, દીવાન-પદું ભોગવનાર.

કિનખાબવાળા—કિનખાબ નામનું કસબી વણાટવાળું કીમતી

કપડું* બનાવનાર અથવા વેચનાર.

કિરમજવાળા—કિરમજ નામના ઝીણા કીડાની માદામાંથી કિરમજી રંગ બનાવવામાં આવે છે. આ રંગ દવામાં પણ વપરાય છે. આ રંગ વેચનારને કિરમજવાળા કહે છે.

કિનારીવાળા—સાડીની કિનારો અથવા કોરો વેચનાર.

કુંભાર—કુંભારનો ધંધો કરનાર.

કેળાંવાળા—કેળાં વેચનાર.

કોટવાળ—શહેરનું રક્ષણ કરનાર.

ખજાનચી—ખજાનો ( પૈસા ) સાચવનાર.

ખમાર—કવિ પદ્મનાભના 'કાહ્નડદે પ્રબંધ'માં ખમાર શબ્દ વપરાયો છે. સુલ્તાનના લશ્કરનું વર્ણન કરતાં, લશ્કરમાં સૈનિકો ઉપરાંત બીજા અનુચરોનું વર્ણન કરતાં કવિ કહે છે:–

" કાવડિયા દારૂ લઇ ચાલે, ભાઠી વહે ખમાર,
સહસ્ર પાંચ ચાલે ભઠિયારા, ઘાટઘડા લોહાર."

અહીં 'ભાઠી વહેનાર ખમાર' કહેલું છે. ભાઠીનો અર્થ દારૂ થાય છે. કેટલાક શબ્દકોશમાં પણ ખમાર એટલે દારૂ ગાળનાર એવો અર્થ નીકળે છે.

કેટલેક સ્થળે ખમાર લોકો ભિસ્તીનું, એટલે પાણી ભરવા તથા છાંટવાનું કામ કરનાર જણાય છે. તેઓ કાછિયા એટલે શાક વેચવાનું કામ પણ કરે છે. વળી એક શબ્દકોશમાંથી મળી આવે છે કે કણબી વગેરે પાંચ જાતના ખેડૂતમાંના એકને ખમાર કહે છે.

ખરાદી—દાંતનાં રમકડાં બનાવનારને ખરાદી કહે છે. આ ઉપરાંત લાકડાના ખાટલાના પાયા વગેરે ઉતારનારને પણ ખરાદી કહે છે.

ખરીદિયા—વસ્તુ ખરીદ કરતી વખતે તેની કીમત ચતુરાઇથી કરનારને ખરીદિયા કહે છે.

ખારા—ખાર ( ક્ષાર )વાળા પદાર્થો વેચનારને ખારા કહેવામાં આવે છે. ખારો વેચનારને ખારા કહે છે.

ખારાવાળા—ખારો વેચનાર છે.

ખારોડ—ક્ષારવાળી જમીન માટે ખારોડ શબ્દ વપરાય છે.

તેવી જમીનના માલિક માટે મૂળ ખારોડ શબ્દ વપરાયો લાગ્યો. આ ઉપરથી ખારોડ અટક પડયાનું અનુમાન બંધાય છે.

ખોખાણી—ખોખાં બનાવવાનો ધંધો કરનારની આ અટક હોઈ શકે, એવી એક માન્યતા છે. આ અટક બાપદાદાના નામ ઉપરથી પડેલી હોય એવો પણ એક સંભવ રહે છે, તેથી તે વિભાગમાં પણ તેને મૂકી છે.

ગજરાવાળા—હારગજરા વેચનાર.

ગજ્જર—સુતારના ઉપરીને, એટલે કે મુખ્ય મિસ્ત્રીને ગજ્જર કહેવાય છે. મૂળ સુતારનો ધંધો છોડી દીધા છતાં કેટલાંક કુટુંબોએ ગજ્જર અટક ચાલુ રાખેલી છે.

ગજીવાળા—ગજિયાણી નામનું રેશમી કાપડ વેચનાર.

ગઢવી—કિલ્લાને સાચવવાનું કામ કરનારા ગઢવી કહેતા. હવે એવા કિલ્લાઓ પણ રહ્યા નથી, અને તેમને સાચવવા પડે એવી પરિસ્થિતિ પણ રહી નથી; છતાં આ અટક ચાલુ રહી છે.

ગરીવાળા—ગળીનો વેપાર કરનાર ગળીવાળા ઉપરથી લોકવાણીએ બદલાઈને ગરીવાળા અટક બની હોય એવું જણાય છે.

ગલિયારા—ગળીથી કપડાં અથવા સૂતરને રંગવાનો ધંધો કરનારને ગલિયારા કહે છે.

ગામી—ગામના મુખીને ગામી કહે છે. આ ઉપરાંત બાગફૂલનું કામ કરનાર તથા વેચનારને પણ ગામી કહેવામાં આવે છે.

ગાંધી—મહાત્મા ગાંધીજીએ આ અટકને જગવિખ્યાત બનાવી છે. ગાંધીનો ધંધો કરનાર—ગમે તે કોમમાં અટક એ હોય છે. પારસી તથા મુસલમાન કોમમાં પણ આ અટક છે.

ગોદીવાળા—બંદર ઉપરના માલની વખારના માલિક અથવા ગોદીમાં કામ કરનારને ગોદીવાળા કહે છે.

ગોરાગાંધી—ગાંધીનો ધંધો કરનાર કોઈ માણસનો રંગ અસાધારણ ગોરો હોઈ બીજા ગાંધીઓથી જુદો પડી આવવાથી લોકોએ તેને ગોરા ગાંધીનું ઉપનામ આપ્યું હશે, એમ જણાય છે. તે ઉપરથી આખું કુટુંબ તે જ અટકથી ઓળખાવા લાગ્યું હશે. પારસી કોમમાં પણ આ અટક છે.

ગોસલિયા—અસલ પોતાને ઘેર મોટા પાયા ઉપર ગોશાળા રાખી ઘણી ગાયોનું તેમને ત્યાં જતન થતું; તે ઉપરથી કુટુંબની અટક ગોસલિયા પડેલી છે. આ અટક કાઠિયાવાડમાં વણિક કુટુંબમાં મળી આવે છે.

ગોળવાળા—ગોળ વેચનાર.

ઘડિયાળી—ઘડિયાળ વેચનાર તથા સમી કરનાર.

ઘિયા—ઘી વેચનાર.

ઘીવાળા—ઘીનો વેપાર કરનાર.

ઘાંચી—તેલ બનાવનાર તથા વેચનાર ઘાંચાની જ્ઞાતિ ઉપરથી પડેલી અટક છે.

ચપડિયા—કસબી કોર, મોળિયાં વગેરે ઉપર ચળકાટ આણવાનું કામ કરનારને ચપડિયા કહે છે.

ચશ્માવાળા—ચશ્મા વેચનાર.

ચામડાવાળા—ચામડાંની વસ્તુઓ વેચનાર.

ચાહવાળા—ચા વેચનાર.

ચિતારા—ચીતરનાર. ખાસ કરીને નામનાં પાટિયાં વગેરે ચીતરનાર પોતાને ચિતારા કહેવડાવે છે.

ચુડગર—હાથીદાંતની ચૂડીઓ ઉતારનારને ચુડગર કહે છે.

ચુનાવાળા—ચુનો વેચનાર.

ચૂવાવાળા—છાપરામાં નળિયાં ખસી જવાથી વરસાદનું પાણી ઘરમાં પડે, ત્યારે કાણાંને ચૂવા કહે છે. તે ચૂવા સમા કરનારને ચૂવાવાળા કહે છે. ચૂવા નામની સુગન્ધી વેચનાર પણ ચૂવાવાળા કહેવાય.

ચોખાવાળા—ચોખાના વેપારી

ચોળિયા—ચોળિયા અટક અમદાવાદની વણિક કોમમાં મળી આવે છે. તે અટકની હકીકત રસમય છે. શ્રી. ભાઈ વિલોચન ધ્રુવે રેડિયો ઉપર ગુજરાતી અટકો વિશે ભાષણ આપતાં ચોળિયા અટકનો ઉલ્લેખ કરેલો છે. તેમની માન્યતા મુજબ ચોળિયું કપડું વેચનારને ચોળિયા કહેવાય છે. હવે ચોળિયા કુટુંબનું પોતાનું એવું અનુમાન છે કે અસલ પોળમાં ચોરા ઉપર બેસવાનો હક અમુક કુટુંબો અથવા અમુક વ્યક્તિઓનો હતો. જે તે હક ભોગવતા તે ચોરિયા કહેવાતા;

અને તેમાંથી રૂપાન્તર થઈ ચોળિયા અટક પડી ગઈ છે. આ ચોળિયા ઉપનામ, મદ્રાસના જે મુસલમાનો બ્રહ્મદેશમાં વેપાર કરવા જાય છે તેમને પણ અપાયું છે. રંગૂન શહેરમાં એવા ચોળિયાઓની સંખ્યાબંધ દુકાનો છે.

છાપગર—કપડાં છાપનાર.

છાપાવાળા—છાપું કાઢનાર અથવા કપડાં છાપનાર.

છીદરીઓવાળા—છીદરી નામના સ્ત્રીઓના સાલ્લા છાપનાર તથા વેચનાર.

જકાતી—ગામના નાકા ઉપર જકાત લેવા બેસે તેને જકાતી કહે છે.

જરદોસ—જરીનું ભરતકામ કરનારને જરદોસ કહે છે. દરજીની જ્ઞાતિમાં આ અટક હોય છે. મુસલમાન કોમમાં પણ આ જ ધંધાને અંગે આ અટક મળી આવે છે. તેની તે વિભાગમાં નોંધ લીધી છે.

જરમનવાળા—જરમનસિલ્વર નામની ધાતુનાં વાસણોનો વેપાર કરનારની આ અટક છે.

જરમરવાળા—જરમનવાળાનું જ રૂપાન્તર થઈ જરમરવાળા અટક બની હશે, એમ લાગે છે.

જરમન સિલ્વરવાળા—જરમન સિલ્વર નામની ધાતુનાં વાસણોના વેપારી.

જરીવાળા—જરીનું કાપડ વેચનાર.

જાંગડા—જાંગડ માલ વેચનાર.

જીનવાળા—જીનવાળા અટક પારસીકોમમાં ઘણી પ્રચલિત છે. હિન્દુઓમાં આ અટક અસામાન્ય જ ગણાય. પરન્તુ આ અટકને કોમ અથવા જ્ઞાતિ સાથે કશો સંબંધ નથી. જીન એટલે કપાસ લોઢવાનું કારખાનું. આ શબ્દ મૂળ અંગ્રેજી ભાષાનો છે. જીનના માલિકો જીનવાળાની અટકથી જાણીતા થયા છે.

ટોપીવાળા—ટોપીઓ વેચનાર.

ટંકશાળી—અસલના વખતમાં સિક્કા ( ટંક ) પાડવાનો સરકાર તરફથી અમુક માણસોને ઇજારો મળતો. આ સિક્કા પાડવાની જગા તે ટંકશાળા. તેના માલિક ટંકશાળી કહેવાતા. હવે ટંકશાળા સરકારના

પોતાના હાથમાં છે, છતાં ટંકશાળી અટક એ અસલી કુટુંબો ટકાવી રહ્યાં છે.

ડફગર–ડબગર—ડફ એટલે નગારાં બનાવનારને ડફગર કહે છે. ડફગરમાંથી જ રૂપાન્તર થઈ ડબગર શબ્દ બન્યો છે.

ડાકવાળા—ડાક શબ્દ મૂળ હિન્દી ભાષાનો છે. તેનો અર્થ ટપાલ થાય છે. ગુજરાતીમાં એ શબ્દ હાલ વપરાશમાં નથી, પરન્તુ જ્યારે સરકારી ટપાલખાતું અસ્તિત્વમાં નહોતું, ત્યારે ખાનગી આસામીઓ એક ગામથી બીજે ગામ હાથોહાથ ટપાલ પહોંચાડવાનું કામ કરતા. આ કામ બદલ તેઓ મહેનતાણું લેતા. આ ટપાલીઓ તે જમાનામાં ડાકવાળા કહેવાતા. ડાકવાળાનો જમાનો હજી આપણાં ઘરડાંઓને બરાબર સાંભરે છે. એ જૂની ટપાલી પ્રથાના અવશેષરૂપ આ ડાકવાળા અટક રહી ગઈ છે. આવી અટકો નાશ ન પામે એ ઇચ્છવા જેવું છે. નહિ તો એ જૂની પ્રથાઓ પણ આપણે વીસરી જઈશું.

તકતાવાળા—કાચના તકતાઓ વેચનાર.

તમાકુવાળા—તમાકુ વેચનાર.

તલાટી—ગામડાની અંદર સરકાર તરફથી નિયુક્ત અમલદારને તલાટી કહે છે.

તંબોળી—તંબોળીની નાત ગુજરાતી હિન્દુઓમાં છે. તે લોકો પાન વેચવાનો ધંધો કરે છે. આજના જમાનામાં પાનનો ધંધો અસલ કરતાં બહુ વધી ગયો છે, અને તે વધવાની સાથે તંબોળી ઉપરાંત બીજી અનેક નાતના લોકો પણ હવે પાન વેચવાનો ધંધો કરે છે.

નિવેટિયા—દિવેટિયા અટક ગુજરાતમાં જાણીતી છે. નિવેટિયા અટક દિવેટિયા સાથે મળતી આવતી હોઈ ચિકિત્સકોનું ધ્યાન ખેંચે એવી છે. આ અટકની ઉત્પત્તિ વિશે ઘણી રસિક ચર્ચાને અવકાશ છે:

૧. મૂળ નાતજાતના પટેલ જેવા ગણાતા, અને દરેક તકરારનો અન્ત અથવા નિવેડો લાવી આપનારના નામ ઉપરથી નિવેડિયા અટક પડી હોય, અને તેમાંથી બદલાઈને નિવેટિયા અટક પડી હોય.

૨. નિવેટ નામનું ગામ હોય, અને ત્યાંના વતનીની અટક નિવેટિયા પડી હોય.

૩. નૌવર્તિકા—કેટલાક વિદ્વાનોનો મત એવો થાય છે કે હોડીવાટે વેપાર કરનારા, એટલે નાવડીવાળા ઉપરથી નિવેટિયા અટક પડી હોવાનો પણ સંભવ છે. આ અટક સંબંધી મેં ઘણાઓનો અભિપ્રાય લીધા પછી આટલું લખ્યું છે.

તંત્રી—કોઈ પણ કાર્યનું તંત્ર જેના હાથમાં હોય તે ખરું જોતાં તંત્રી કહેવાય. પરન્તુ આજના જમાનામાં તે શબ્દનો અર્થ જરા સંકુચિત બન્યો છે, અને દૈનિક વર્તમાનપત્રો, અઠવાડિકો, માસિક પત્રો વગેરે દરેક પ્રકારનાં સામયિકોના તંત્રીઓને જ માટે તંત્રી શબ્દ વપરાય છે. એવા કોઈ લાંબા કાળ સુધી રહેલા તંત્રીની અટક તંત્રી પડી ગયેલી હોય, એ સંભવિત છે.

તાવડીવાળા—રસોઈના કામમાં વપરાતી લોખંડની તાવડીઓ વેચવાના ધંધા ઉપરથી આ અટક પડી ગયેલી છે.

તારકસ—કસબના તાર વેચવા લેવાનો ધંધો કરનાર. કસબના તાર ઉપરથી શબ્દો ઉલટાવી આ અટક બનેલી છે.

તારકસવાળા—જૂના અથવા નવા કસબના તાર વેચવાલેવાનો ધંધો કરનાર.

તાસવાળા—રેશમ વગરનો એકલો કસબ હોય તેને તાસ કહે છે. તેવો તાસ અથવા તાસનાં કપડાં વેચનારને તાસવાળા કહે છે.

તિજોરીવાળા—તિજોરીઓ બનાવનાર અને વેચનાર.

તેલી—તેલનો વેપાર કરનાર તેલી કહેવાય છે. સામાન્ય રીતે તેલનો વેપાર ઘાંચી લોકો કરે છે, પરન્તુ તેલી અટક અને તે ધંધાદારીઓ બીજી જ્ઞાતિઓમાં પણ હયાતી ધરાવે છે.

તોલાટ—આ શબ્દ મૂળ ખેતીવાડીનો છે. ખળાં ઉપર અનાજ તોળનારને તોલાટ કહે છે. હાલ તો તે અટકધારીઓ બીજા અનેક ધંધાઓ કરે છે.

દરુ—ગામડાની અંદર અમલદારને દરુ કહે છે. કેટલાકની માન્યતા પ્રમાણે ધ્રુ, ધ્રુવ અને દરુ એ ત્રણે અટકો મૂળ ગામડાના અમલદારના ઓદ્ધા ઉપરથી જ નીકળેલી મનાય છે.

દાણી—દાણ લેવાનું કામ જેને સોંપાયું હોય તેને દાણી કહે છે.

દામણીવાળા—સ્ત્રીઓને માથે બાંધવાની દામણી બનાવનાર તથા વેચનાર.

દાંતવાળા—હાથીદાંતની વસ્તુઓ બનાવનાર તથા વેચનાર.

દિવેટિયા—ગુજરાતના એક જાણીતા અને બહોળા કુટુંબની આ અટક છે. વળી તે અટકની ઉત્પત્તિ વિશે પણ એકમત નથી. તેથી અહીં તેની જરા લંબાણથી ચર્ચા કરી છે.

અમદાવાદના દિવેટિયા કુટુંબના જાણીતા પુરુષનું નામ ભોળાનાથ સારાભાઈ હતું. ભોળાનાથના પિતા સારાભાઈએ એક જાત્રાને સ્થળે પોતાનું નામ લખતાં ' અવટંકે ગલેચા—મશહૂર દિવટિયા ' એ પ્રમાણે પોતાનું ઓળખાણ આપ્યું છે. ગલેચા અથવા ગુલેચા નાગર લોકોનું એક જાણીતું ગોત્ર છે. પરન્તુ આમાં એક બીજી મુશ્કેલી ઊભી થાય છે. સારાભાઈનું ગોત્ર ગુલેચા નહિ પણ ' કસ્યપ ' હતું. ગમે તેમ હોય પણ તેઓ 'દિવટિયા'ને નામે મશહૂર એટલે જાણીતા હતા, એમ એમણે પોતે જ લખ્યું છે. ત્યારે આ દિવટિયા કે દિવેટિયા શબ્દનો અર્થ શો હશે તે વિશે ઓત્રણ તર્ક બંધાયા છે:

૧. ફારસી ભાષામાં દવાત=લેખનસામગ્રી એવો શબ્દ છે. અમદાવાદમાં મુસલમાન રાજ્યમાં લખવાનું કામ તેઓ કરતા તે ઉપરથી તેઓ દવાતિયા—અને પછી દિવેટિયા કહેવાયા છે.

૨. સદ્‌ગત શ્રી નરસિંહરાવ દિવેટિયાએ પોતાના કુટુંબની અટકનું મૂળ જુદું જ શોધ્યું છે. શ્રી. નરસિંહરાવનું માનવું હતું કે દિવેટ એટલે મશાલ ધારણ કરનારની આ અટક હોવી જોઈએ. મશાલ ધારણ કરનાર—જ્યોતિર્ધર—ની પદવી બાદશાહી વખતમાં બહુ ઊંચી મનાતી. ભક્ત નરસિંહ મહેતા રાસલીલામાં 'નરસિંહ દિવેટિયો' કહેવાયા છે, કારણ કે, તે મશાલ લઈ રાસલીલામાં બેઠા હતા.

૩. મુનિશ્રી જિનવિજયજી સાથે આ અટક ઉપર ચર્ચા કરતાં તેમણે પણ આ અટકનું મૂળ दीपवर्तिका: શોધ્યું છે. એટલે શ્રી. નરસિંહરાવભાઈના અનુમાનને મુનિશ્રી પણ મળતા આવે છે.

ધ્રુવ અને ધ્રુ—મીઠાના અગરના ઇજારદારને ધ્રુ અથવા ધ્રુવ કહેવામાં આવતા. અત્યારે ગુજરાતમાં થોડાં નાગરજ્ઞાતિનાં કુટુંબોમાં આ અટક મોજૂદ છે; પરન્તુ મીઠાના ઇજારા તેમની પાસે રહ્યા નથી.

ધોબી—કપડાં ધોવાનો ધંધો કરનાર.

નાણાવટી—પૈસાની લેણદેણ કરનાર.

નાયક—કોઈ પણ મંડળીના અગ્રેસરને નાયક કહે છે. આ ઉપરાંત તરગાળા લોકોને પણ નાયક કહેવામાં આવે છે.

નારિયેળવાળા—જેના બગીચામાં નારિયેળનાં ઝાડ હોય, અથવા જેને ત્યાં નારિયેળનો વેપાર હોય તેની આ અટક હોય.

પકવાસા—મકાનનું છાપરું બનાવવામાં વપરાતી પાટિયાંની ચીપને પકવાસા કહેવાય છે. તે ઉપરથી તે લાકડાં વેચનારનું નામ પકવાસા પડ્યું, અને આ રીતે પકવાસા અટક અસ્તિત્વમાં આવી છે.

પગી—માણસનાં પગલાં ઉપરથી ચોરને શોધી કાઢનારને પગી કહે છે. આ ઉપરથી મકાનની ચોકી કરનાર રક્ષકને પગી કહેવામાં આવે છે.

પટવા—રેશમ ગૂંથવાનો ધંધો કરનારને પટવા કહે છે. અમદાવાદમાં એક સ્થળ પણ તે નામની સાથે જોડાયેલું હોઈ પટવા શેરીને નામે જાણીતું છે. આજે પટવા અટક ધારણ કરતા માણસો બીજા અનેક નોકરીધંધામાં ગૂંથાયા છે.

પટવારી—ગામડામાં અમલદારને પટવારી કહે છે.

પટોળાવાળા—હાથવણાટનાં અમુક પ્રકારનાં રેશમી કપડાને પટોળું કહેવાય છે. પટોળાં વણવાનું ગુજરાતમાં મુખ્ય સ્થળ પાટણ છે. ત્યાંનાં પટોળાં આજે પણ વખણાય છે. પટોળાં વણનાર કે વેચનારની આ અટક છે.

પડિયા—પડી વગાડનારને પડિયા કહે છે. પડી (મસાલાઓની) વેચનારને પણ પડિયા કહી શકાય.

પરી—પરીખ (એટલે પરીક્ષક) શબ્દને ટૂંકાવીને આ અટક બનાવેલી છે. એ અટકનો વિસ્તારથી અર્થ પરીખ શબ્દમાં સમજાવેલો છે, તેથી અત્રે વધારે લખ્યું નથી.

પરીખ—ચાંદીસોના વગેરેની પરીક્ષા કરનારા લોકોને પરીખ કહેવાય છે. આ અટક ઘણું કરીને વણિક કોમમાં જ અસ્તિત્વ ધરાવે

છે. પરીખ ઉપરથી પરી, પારેખ તથા પારી અટકો પણ ઊપજેલી છે. સર્વનો અર્થ એક જ છે.

પંચાલ—લુહારનું કામ કરનારને પંચાલ કહે છે.

પાટીવણા—ખાટલા ઉપર ભરવાની પાટી વણવાના ધંધા ઉપરથી પાટીવણા અટક પડી છે.

પાલખીવાળા—જ્યારે મોટરોનો જમાનો ન હતો, ત્યારે રથ, ગાડી, પાલખી વગેરેનો ઉપયોગ ઘણો થતો હતો. જેને ઘેર પાલખી હોય તે પાલખીવાળા કહેવાતા. હવે પાલખીઓનો વપરાશ લગભગ ચાલ્યો ગયો છે.

પારેખ—પારેખ પણ પરીખ શબ્દની માફક ચાંદી તથા સોનાની પરીક્ષા કરનાર માટે વપરાતો શબ્દ છે.

પારી—પારેખનું ટૂંકું રૂપ પારી છે.

પાસાવાળા—પાસા બનાવનાર.

પીઠાવાળા—દારૂના પીઠાવાળા.

પૂજારા—મંદિરમાં પૂજા કરનાર.

પૂજારી—મંદિરમાં પૂજા કરનાર.

પોથીવાળા—પોથી વેચનાર.

ફડિયા—દાણા વેચનાર અથવા કણિયા માટે ફડિયા શબ્દ પણ વપરાય છે.

ફીતવાળા—નાડું અથવા પાટી માટે ફીત શબ્દ વપરાતો હતો. હવે તે શબ્દ વધારે ભાગે સાડી ઉપર ચોડવાની કોર માટે વપરાય છે. ફીત વેચનારને ફીતવાળા કહે છે.

ફોજદાર—પોલિસખાતામાં નોકરીનો એક હોદ્દો છે.

બનાતવાળા—બનાત નામનું જાડું ગરમ કાપડ આવે છે તે વેચનારની આ અટક છે.

બદામી—બદામના વેપારી.

બરફવાળા—બરફ વેચનાર.

બંગડીવાળા—બંગડી વેચનાર.

બંધારા—મશરૂનું કામ કરનાર તથા બાંધણીનું કામ કરનારને

બંધારા કહે છે. બંધારા હિન્દુ તથા મુસલમાન બન્ને કોમમાં હોય છે.

ભરવાડા—ભરવાડનો ધંધો કરનાર.

ભંડારી—ભંડાર સાચવનારા.

મકીમ—મૂળ શબ્દ મુકીમ છે. આ અટકના સંબંધમાં શ્રી રત્નમણિરાવ જોટના સુપ્રસિદ્ધ પુસ્તક 'ગુજરાતનું પાટનગર'માંથી નીચેની હકીકત મળી આવે છે:—ગુજરાતના બાદશાહી વખતમાં મુકીમ નામનો અમલદાર નિમાતો. સેંકડે બાર આના જકાત લઈ, મુકીમ તે રાજાના ખજાનામાં ભરતો. આ બાબતના પુરાવામાં મુકીમ એટલે અત્યારે મકીમ અટક ધારણ કરતા એક ભાઈ લખી જણાવે છે કે "ગુજરાતના પાટનગરમાં આપેલી હકીકત સત્ય છે, કારણ કે બાદશાહના વખતમાં અમારા બાપદાદાઓ નોકરી કરતા હતા, અને તેઓ જકાતખાતાના ઉપરિ હતા. મુકીમનું અપભ્રંશ 'મકીમ' થયેલું છે. અને 'મુકીમ' એ ઉર્દૂ શબ્દ છે, જેનો અર્થ જકાતી અમલદાર એવો થાય છે. અમારા જાણવા પ્રમાણે આ અટક અમારા એકલા એક જ કુટુંબની છે (જેનાં હાલ જુદાંજુદાં ઘર છે). ફક્ત બંગાળમાં માકીમ અટક છે એમ સાંભળ્યું છે."

મગિયા—મગિયું નામનું મગના રંગનું સુતરાઉ કપડું ગુજરાતી સ્ત્રીઓના વપરાશમાં આવે છે; તે વેચનારને મગિયાવાળા અથવા મગિયા કહે છે.

મગિયાવાળા—મગિયું કપડું વેચનાર વેપારીને મગિયાવાળા કહે છે. (વધારે વિગત માટે મગિયા અટક જોવી.)

મનિયાર—બંગડી, ચૂડી વગેરે વેચવાનો ધંધો કરનારને (મનિયારું કરનારને) મનિયાર કહે છે. આપણી જૂની ગુજરાતી ભવાઈમાં મનિયારનો એક વેશ છે અને 'મનિયાર કેસે નગર સે આયા' એ જાણીતું ગીત છે. મનિયાર મુસલમાન કોમમાં પણ હોય છે.

મણકીવાળા—કેટલાક લોકોનું એમ માનવું છે કે અસલ કણકીવાળા અટક હતી, તે જરા શરમભરેલી લાગવાથી બદલીને મણકીવાળા અટક પાડવામાં આવી હશે. કોઈ વખત જાહેર જમણમાં આખા ચોખાને બદલે કણકી વાપરવાથી કુટુંબ કણકીવાળા તરીકે

જાણીતું થયેલું. આ માત્ર સાંભળેલી હકીકત છે- તેને માટે લેખિત પુરાવો નથી.

મરીવાળા—મરી વેચનાર.

મશરૂવાળા—મશરૂના વેપારી.

મહેતા—સંસ્કૃતમાં **महत्तर** એવો શબ્દ છે. ખરું જોતાં મૂળ શબ્દ તો **महत्** છે. મહાનથી વધારે ચઢિયાતો તે મહત્તર કહેવાય. મહેતા આ મહત્તર શબ્દમાંથી ઊતરી આવેલો છે. જે માણસો સામાન્ય મનુષ્યો કરતાં ચઢિયાતું કામ કરતા, તે મહત્તર અથવા મહેતા કહેવાતા. ચઢિયાતું કામ એ લોકોને સોંપાતું, તેનું કારણ એ હતું કે તેઓ બુદ્ધિ તથા જ્ઞાનમાં ચઢિયાતા હતા. આ મહેતાઓ ઘણુંખરું રાજ્યની અંદર પ્રધાનપદું ભોગવતા. અત્યારે મહેતા અટક અતિ સામાન્ય થઈ પડી છે, અને તે હિન્દુ તથા પારસી બન્ને કોમમાં પ્રચલિત છે. હિન્દુઓમાં પણ તે અટક એક અમુક જ્ઞાતિમાં જ હોય એવું રહ્યું નથી. ગમે તે જ્ઞાતિમાં મહેતા અટક હોઈ શકે છે. અસલ નાગર લોકોમાં દરેક પુરુષના નામની આગળ મહેતા શબ્દ લગાડવામાં આવતો—નરસિંહ મહેતા એ રીતે મહેતા શબ્દને અમર બનાવતા ગયા છે. વણિકમાં જેમ શાહ ઉપનામ છે, તેવું અસલ નાગરમાં મહેતા ઉપનામ હતું.

હવે તો મહેતા શબ્દનો અર્થ પણ ગુમાસ્તાની નોકરી કરનાર, એવો બની ગયો છે. વળી નિશાળના, ખાસ કરીને ગુજરાતી નિશાળના શિક્ષકને મહેતા અથવા મહેતાજી કહેવામાં આવે છે. અને હવે તે અટકમાં મહત્તરપણું પણ ઘસાઈ ગયું છે.

મહેતાજી--ગુમાસ્તા, મુનીમ અથવા પ્રાથમિક શાળામાં શિક્ષકની નોકરી કરનારને મહેતાજી કહેવામાં આવે છે. હવે મહેતાજી શબ્દની જગ્યા ‘માસ્તર’ એવા નહિ અંગ્રેજી અને નહિ ગુજરાતી શબ્દે લેવા માંડી છે. મહેતા શબ્દ વિશે સવિસ્તર વિગત ઉપર મહેતા અટકમાં આપેલી છે.

મિસ્ત્રી—મુખ્ય કડિયાને તથા મુખ્ય સલાટને મિસ્તરી અથવા મિસ્ત્રી કહે છે. તે પછી કોઈ પણ હોંશિયાર કારીગર માટે તે શબ્દ

વપરાવા લાગ્યો છે. સુથારને પણ મિસ્ત્રી કહેવામાં આવે છે. પારસી લોકોમાં રસોઈ કરનારને પણ મિસ્ત્રી કહે છે. મેસ્ટ્રી શબ્દ મૂળ પોર્ટુગીઝ ભાષામાંથી આવેલો છે.

મુન્સફ—ન્યાય આપવાનું કામ કરનાર.

મુખી—ગામના મુખ્ય પુરુષને મુખી કહે છે.

મુન—મુનશી એટલે શિક્ષક એનું ટૂંકું રૂપ મુન થયેલું, એમ જણાય છે.

મુનીમ—હિસાબકિતાબ રાખવાનું કામ કરનાર.

મેઢ—લશ્કરના અમુક ઓહ્દેદારને મેઢ કહેતા, એવી આ અટકધારીઓની માન્યતા છે. આ અટક અમદાવાદ તથા કાશીના વડનગરા નાગર જ્ઞાતિમાં હાલ અસ્તિત્વમાં છે.

મોતીવાળા—મોતીના વેપારી.

મોદી—અનાજ વગેરે વેચનાર.

રબારી—ગાય, ભેંસો રાખનાર.

રસાણિયા—ધાતુની વસ્તુઓ ઉપર રસ અથવા ઢોળ ચઢાવનારને રસાણિયા કહે છે.

રંગરેજ—કપડાં રંગનાર.

રંગવાળા—રંગ વેચનાર.

રાજદાણી—રાજ્ય તરફથી જેને દાણ એટલે જકાત લેવાનું કામ સોંપેલું હોય તેને દાણી અથવા રાજદાની (રાજદાણી) કહે છે.

રામી—માળીનો ધંધો કરનારને રામી કહે છે.

રાવળ—રાજકુલના દેવાલયના પૂજારી.

રેશમવાળા—રેશમ તથા રેશમી કાપડ વેચનાર.

લખિયારા—લખવાનું કામ કરનાર.

લવિંગિયા—લવિંગનો વેપાર કરનાર ઉપરથી લવિંગિયા અટક પડી હોય, એવું બની શકે. કેટલાકનું એવું માનવું છે કે આ અટક ધંધા ઉપરથી પડેલી નથી; પરન્તુ કુટુમ્બમાં એકાદ વ્યક્તિનો સ્વભાવ તીખો હોય, તો તે ઉપરથી તે માણસને મશ્કરીમાં લવિંગિયાનું ઉપનામ મળેલું, અને એ રીતે પછી આખા કુટુંબની અટક લવિંગિયા

પડી ગયેલી. આ અનુમાન બાંધવા માટે કશો પુરાવો આપણી પાસે મોજૂદ નથી.

લસણવાળા—લસણ વેચનાર.

લશ્કરી—લશ્કરમાં લઢવા જનારની આ અટક હોઈ શકે. કેટલીક વખત લશ્કરમાં ખોરાક વગેરે પૂરું પાડનારને પણ લશ્કરી કહે છે, અને એ રીતે લશ્કરી અટક પડી ગઈ હોય, એમ બની શકે. અમદાવાદમાં આ રીતે પડેલી અટકવાળું એક 'લશ્કરી' કુટુંબ છે પણ ખરું.

લાકડાવાળા—લાકડાના વેપારી.

લાખિયા—લાખનો વેપાર કરનાર.

લાદીવાળા—લાદીના વેપારી.

લાપસીવાળા—આ અટકના મૂળ વિશે બે મત છે. મારું માનવું છે કે અસલ બાપદાદામાં એકાદ વડવાનું નામ લાભસિંહ હોય, અને તે જાણીતા પુરુષ થઈ ગયા હોય તો તે ઉપરથી 'લાભ-સિંહવાળા' અને તે પછી ઉતાવળમાં બોલવા જતાં લાવસીવાળા કે લાપસીવાળા અટક પડી ગયેલી હોવી જોઈએ. કેટલાકનું એમ કહેવું છે કે જ્યારે ન્યાત જમાડવાનો પ્રસંગ આવે ત્યારે લાપસીનું જમણ કરવાનો કુટુંબનો રિવાજ પડેલો, તેથી ન્યાતના લોકોએ મશ્કરીમાં લાપસીવાળા અટક પાડી હશે.

લોઢી-તાવડી—લોઢા-તાવડી વેચનાર.

લાહ્યવાળા—(લાહેવાળા) સૂરત શહેરની અંદર લાહે નામનું રેશમી કાપડ વણાતું (અને તે કાપડ ઉપર સફાઈબંધ બાંધણીનું કામ થતું). એ લાહે નામનું કપડું વેચનારા તે લાહેવાળા અથવા લાહ્યવાળા કહેવાતા. અત્યારે એ જાતનું કાપડ થતું નથી, છતાં તેના એક વખતના અસ્તિત્વની સાક્ષીરૂપ આ અટક રહી ગઈ છે.

લુહાર—લુહારકામ કરનાર.

લેખડિયા—લખનારા.

લોટવાળા—લોટના વેપારી.

વકીલ—વકીલાત કરનાર.

વખારિયા—કોઈ પણ પ્રકારની વખારના માલિકને વખારિયા કહી શકાય.

વણકર—કાપડ વણનાર.

વહિયા—વહી એટલે થયેલા કામની નોંધ (record) રાખવાનું કામ કરનારને વહિયા કહે છે.

વાળંદ—હજામને માટે વાળંદ શબ્દ પણ વપરાય છે.

વીમાવાળા—વીમો ઉતારનાર.

વીણુ—બીનકાર ઉપરથી હોય એવી કોઈક કલ્પના કરે છે.

વૈદ્ય—વૈદું કરનાર.

વ્હોરા—વેપારી શબ્દનું એક રૂપાન્તર છે. અત્યારે આ અટક વધારે ભાગે મુસલમાન કોમમાં જોવામાં આવે છે. પરંતુ એ શબ્દ પણ ગુજરાતી ભાષાનો જ છે અને આજે પણ ગુજરાતી હિંદુઓમાં ક્વચિત્ વ્હોરા અટક નજરે પડે છે.

શરાફ—અંગ્રેજીમાં શ્રોફ શબ્દ છે, અને ગુજરાતીમાં આપણે શરાફ વાપરીએ છીએ. પૈસાની ધીરધાર ( મોટા પાયા ઉપર ) કરનારને શરાફ કહે છે.

શાહ—શાહ શબ્દનું પુરાણ એટલું લાંબું બની શકે એમ છે, કે તે ઉપર ધારીએ તો એક આખો નિબંધ લખી શકાય. આપણે તો આપણા ઉપયોગ પૂરતી જ તે શબ્દ વિશેની માહિતી અહીં ટાંકીશું.

સ્વ. શ્રી. નવલરામ લક્ષ્મીરામે ગુજરાતની મુસાફરીનું વર્ણન કરતાં અમદાવાદી શાહનો જે ઉલ્લેખ કર્યો છે તે અત્રે નોંધવા જેવો છેઃ

કવિ કહે છે કે અમદાવાદમાંથી :—

ગઈ પાદશાહી ઘણા દિવસથી,
પણ શાહે રંગ રાખ્યો રે;
બાંધી સાડા ત્રણ તાંતણે શહેરનો;
ધંધો ધોકારે રાખ્યો–રમીએ ગુજરાતે.

પાદશાહી ઘણા કાળથી અમદાવાદમાંથી ચાલી ગયા છતાં શાહે એટલે વણિક લોકોએ અમદાવાદની આબરૂ સૂતર અને રેશમના વણાટના ઉદ્યોગથી ટકાવી રાખી, એમ કવિ કહે છે. આ ગરબી લખાયાને

ઘણો સમય થઈ ગયો, છતાં હજી એ જ ' શાહ ' લોકો સૂતરને તાંતણે અમદાવાદનો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા છે.

ગુજરાતી હિન્દુઓમાં શાહ અટક માત્ર વણિક કોમમાં હયાતી ધરાવે છે. શાહ એટલે જ વાણિયો એવી લગભગ રૂઢ માન્યતા બની ગઈ છે. ગુજરાતમાં દરેક વાણિયાના નામની આગળ શાહ ઉપનામ ઘણું કરીને લગાડવામાં આવે છે. જો તેની બીજી કોઈ અટક હોય, તો તેના નામને અન્તે તે મુકાય છે. પણ વાણિયાના નામને મોખરે શાહ શબ્દ મુકાવો જ જોઈએ એવી પ્રથા છે (જે આજના જમાનામાં કાંઈક અંશે નાબૂદ થતી જાય છે). દાખલા તરીકે, કોઈ માણસ મોતીનો વેપાર કરતો હોય તો તેની અટક ભલે મોતીવાળા ગણાય, પણ તેનું પૂરું નામ તો આ જ મુજબ લખાવાનું—શાહ ચન્દુલાલ વીરચંદ મોતીવાળા.

હવે આ શાહ અટક શા ઉપરથી પડી તે સંબંધી અનેક તર્ક-વિતર્ક થયા છે. મુસલમાન લોકોમાં પણ શાહ અટક છે. પણ તેની ચર્ચા યોગ્ય સ્થળે કરીશું. મૂળ 'સાધુ' શબ્દ લોકોની બોલીમાં સાહુ થયો, અને તે ઉપરથી સાહ શબ્દ બોલાવા અને લખાવા લાગ્યો; અને તે સાહ ઉપરથી આજનો શાહ શબ્દ આવ્યો છે, એમ મનાય છે. આ ઉપરથી કેટલાકની અટકળ એવી છે કે તે જમાનામાં વેપારી લોકો પણ સાધુચરિત હશે. જાણીતી સત્યનારાયણની માહાત્મ્યકથામાં ' સાધુ વાણિયો ' આવે છે, તે તો સર્વને વિદિત હશે જ. સાધુ વાણિયો એ સદ્‌ગૃહસ્થ વાણિયો. શાહ શબ્દ સાધુમાંથી ઊતરી આવેલો માનીએ તો વણિકલોકોને માટે તે ગૌરવભરેલું ગણાય. પરન્તુ આ શાહ શબ્દ વિશે એક બીજી પણ અટકળ થઈ શકે છે. સાધુ શબ્દ ઉપરથી શાહ શબ્દ બન્યો, તે વિશે બે મત નથી, પરન્તુ સાધુ શબ્દના અર્થ વિશે મતભેદને સ્થાન રહે છે. કેટલાકનું એવું માનવું છે કે સાધન-વાળો અથવા સાધનો વેચનારો માણસ તે સાધુ કહેવાયો, અને એ રીતે વેપારી લોકો એ જ અર્થમાં સાધુ કહેવાતા અને તેમાંથી શાહ અટક બની છે.

શાહીવાળા – શાહીના વેપારી.

શેરદલાલ—શેરદલાલી કરનાર.

શેલત—જમીનદારની વસૂલાત ઉઘરાવનાર અમલદારને શેલત કહેવામાં આવતા.

સટાવાળા—સટ્ટો કરનાર.

સલાટ—સલાટનું કામ કરનાર.

સોની—સોનાના દાગીના ઘડનાર.

સોનાવાળા—સોનાચાંદીનું કામ કરનાર.

સોપારીવાળા—સોપારીના વેપારી.

સીતવાળા—કસબ માટે સીત શબ્દ પણ વપરાય છે; એટલે સીત અથવા કસબનો ધંધો કરનારને સીતવાળા કહે છે.

સાબુવાળા—સાબુનો વેપાર કરનાર.

સાબુગોળા—સાબુગોળા વેચનાર.

સુતરિયા—સૂતરના વેપારી.

સરૈયા—સુગન્ધી પદાર્થો, જેવા કે અત્તર વગેરે વેચનાર.

સુખડિયા—મીઠાઈ બનાવનાર અને વેચનાર.

સુખડવાળા—સુખડ વેચનાર.

સુતાર—સુતારી કામ કરનાર.

સેલુગર—સ્ત્રીઓને પહેરવાની સેલુ નામની એક પ્રકારની સાડી હોય છે, તે સાડી બનાવનારને શેલુગુર કહે છે.

સોદાગર—વેપારી.

સાંકળિયા—આ અટકને ધંધાદારી અટકોના વિભાગમાં મૂકી છે. પરન્તુ તેની ઉત્પત્તિ વિશે ખાતરી નથી. લોખંડ અને પિત્તળની સાંકળો બનાવનાર **અથવા** વેચનારની આ અટક હોઈ શકે. પરન્તુ સાંકળિયો અથવા સાંકળચંદ માણસનું નામ પણ હોય છે, એટલે કદાચ કોઈ તે નામવાળા માણસ ઉપરથી પણ આ અટક પડી હોય, એમ બની શકે.

સુવર્ણકાર—સોનીનો ધંધો કરનાર કોઈ સોનીએ વધારે સંસ્કૃતમય અને વધારે માન ઉપજાવે, એવી અટકનો શોખ થતાં સોની અટક બદલી સુવર્ણકાર અટક પાડેલી છે.

હીરાખાણવાળા—હીરાની ખાણના માલિક.

## સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકો

સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકો ગુજરાતી હિન્દુઓમાં ઘણી છે; પરન્તુ આવી રીતે પડેલી અટકો ગુજરાત કરતાં મહારાષ્ટ્રમાં ઘણી જ વધારે છે. મહારાષ્ટ્રમાં ગામના નામ સાથે 'કર' પ્રત્યય લગાડી દઈ અટક બનાવવામાં આવે છે—દાખલા તરીકે દેવાસ ગામનો વતની દેવાસકર કહેવાય. આ રીતે 'કર' પ્રત્યય લગાડી બનેલી અટકો ગુજરાતમાં પણ થોડીઘણી મળી આવે છે. તેમાં તરી આવતો દાખલો બોટાદકરનો છે. ગુજરાતી હિન્દુ કરતાં પારસી લોકોમાં એમની વસ્તીના પ્રમાણમાં સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકોની સંખ્યા ઘણી વધારે છે. સુરત જિલ્લાના દરિયાકિનારે આવેલાં નાનાંમોટાં તમામ ગામો જેવાં કે સંજાણ, બોરડી, દહાણુ, ડુમસ, માંડવી, ભિલાડ, જ્યાં પારસી લોકો ઇરાનથી ૧૨૦૦ વર્ષ પૂર્વે આવી પહેલવહેલા વસ્યા, તે ગામો ઉપરથી પડેલી તેમની અટકો હજી ચાલુ છે, અને તે પ્રદેશમાં પારસી લોકોની વસ્તી પણ હજી ઘણી છે. બીજી યાદીઓની માફક આ પ્રકારની અટકોની યાદી પણ સંપૂર્ણ તો નથી જ. જેટલી મળી શકી, તેટલી અટકો અહીં ટાંકી છે.

આ પ્રકારની અટકો બે રીતે પડે છે:

૧. કોઈ પણ માણસ પોતાનો પ્રદેશ અથવા ગામ છોડીને બીજે રહેવા જાય, તો તે પોતાના મૂળ વતનના નામને એકાદ પ્રત્યય લગાડી તેની અટક બનાવી દે છે (અથવા લોકો તેને તે અટકથી ઓળખવા માંડે છે). આવી રીતે અસંખ્ય અટકો પડે છે. અંકલેશ્વરથી કોઈ માણસ ભરૂચ રહેવા ગયો તો તે ભરૂચમાં 'અંકલેશ્વરિયા'ને નામે ઓળખાય; અને તે જ મુજબ કોઈ ભરૂચી માણસ અંકલેશ્વર રહેવા જાય તો તે પોતાને ભરૂચી કે ભરૂચા કહેવડાવે. પારસી લોકોમાં ગામના નામને 'વાળા' લગાડી ઘણી અટકો બનેલી છે. હિન્દુઓમાં પણ એવી કેટલીક અટકો છે. દાખલા તરીકે, મૂળ આબુના રહીશ તે આબુવાળા, કાશીથી ગુજરાતમાં આવી વસેલા તે કાશીવાળા, મૂળ વતન જેનું માણસા હોય તે માણસાવાળા, રતલામના અસલ વતની તે રતલામવાળા વગેરે.

૨. બીજા પ્રકારમાં કોઈ અમુક માણસ ઘણાં વર્ષો પરગામ કે પરપ્રાન્તમાં રહી પાછો પોતાના મૂળ વતનમાં રહેવા આવે ત્યારે તે પરગામ કે પરપ્રાન્ત ઉપર તેની અટક પડી જાય છે. દાખલા તરીકે, કોઈ માણસ ઘણાં વર્ષ અમદાવાદ રહી પાછો મૂળવતન સુરતમાં જાય, તો બધા તેને અમદાવાદીને નામે બોલાવે, અને એ રીતે એ જ તેની તથા તેના કુટુંબની અટક બની જાય. એ જ રીતે કોઈ ગુજરાતી બહુ વખત બંગાળામાં રહી આવે તે બંગાળી કહેવાય. બહુ વર્ષો પરદેશ રહ્યાથી 'પરદેશી' અટક પણ આ જ રીતે પડેલી છે.

આ વિભાગમાં ગામ ઉપરાંત સ્થળનો નિર્દેશ કરતી હોય એવી અટકો પણ લેવામાં આવી છે. દાખલા તરીકે, કોટડામાં—એટલે ગામ, બહાર પરામાં—રહેનારા માણસો કોટડાવાળા કહેવાયા; તે જ રીતે નાગરવાડામાં રહેનારા તે નાગરવાડિયા, ડેલાવાળા, ડેલીવાળા, વગેરે. ગામ અને સ્થળનાં નામ ઉપરથી બનેલી અટકો તો ગુજરાતી લોકોમાં વધ્યાં જ કરવાની. જ્યારે જ્યારે કોઈ પણ માણસ સ્થળાન્તર કરે ત્યારે એની નવી અટક પડવાનો સંભવ રહેવાનો જ. આ રીતે ગામનાં નામ સાથે વાળા, કર વગેરે પ્રત્યયો જોડી દીધાથી દેશમાં જેટલાં ગામ છે તેટલી અટકો માટે અવકાશ છે. આ યાદીમાં કેટલીક અટકો એવી છે કે એક જ ગામના નામ ઉપરથી તે પડેલી હોય છતાં, જુદા-જુદા પ્રત્યયો લાગવાથી તે જુદાજુદા સ્વરૂપની બની છે. દાખલા તરીકે,

ખંભાતા–ખંભાતી.
ભરૂચા–ભરૂચી.
પાટણકર–પટણી.
માલવીય–માળવી, વગેરે.

આ પ્રકારની અટકોની યાદી આ વિભાગમાં આપી છે. કેટલાંક ગામ ઘણાં જાણીતાં છે, અને કેટલાંક ગુજરાત કે કાઠિયાવાડનાં કોઈ ઓતાડાં ગામડાંઓનાં નામ ઉપરથી પણ અટકો પડેલી છે, તે આ યાદી જોતાં જણાશે. જ્યાં જરૂર જણાઈ ત્યાં ગામ અથવા સ્થળનું નામ સ્પષ્ટ કર્યું છે. આ જાતની અટકો ઉપરથી એક રસિક તારવણી નીકળી શકે એમ છે. આ સર્વ અટકો અત્યારના ગુજરાતી લોકોની જ

છે. પણ આ યાદી ઉપરથી જણાઈ આવે છે કે ગુજરાતી લોકોને ગુજરાતબહારનાં કેટલાં ગામો સાથે સંબંધ બંધાયેલો છે. આવાં ગામોમાં દિલ્હી, કાશી, કાનપુર, આગ્રા વગેરે સ્થળોનો સમાવેશ થાય છે. તે ઉપરથી આપણે અનુમાન બાંધીએ છીએ કે કાં તો ગુજરાતીઓ ત્યાં જઈ વસ્યા હોવાથી તેમની તે ગામોનાં નામ ઉપરથી અટક પડી ગઈ, અથવા તે ગામોમાંથી આવી તેઓ ગુજરાતમાં વસ્યા, તેથી તેમનાં મૂળ વતનની યાદગીરીમાં તેમણે તેવી અટકો સ્વીકારી.

## સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકોની યાદી

અકૂવાળા—

અગરવાલ, અગરવાળા } આગ્રાના વતનીઓ પોતાને અગરવાળ કે અગરવાળા કહેવડાવે છે.

અહલપારા—ગામના નામ ઉપરથી પડેલી હશે, એમ લાગે છે.

અવાસિયા—અવાસ=ઘર. ( કહેવત છે કે અવાસ બળી ગયા ને કોલસા રહી ગયા. )

અંકલેશ્વરિયા—

અંજારિયા—કચ્છમાં અંજાર ગામ આવેલું છે.

આબુવાળા—

ઉમરવાડિયા—સૂરત જિલ્લામાં ઉમરવાડી નામનું ગામ આવેલું છે.

કચ્છી—

કડીકર—

કરાણી—

કસૂદિયા—

કંથારિયા—કંથાર ગામના.

કાનપુરા—કાનપુરના.

કાશીવાળા—કાશીના.

કોટડાવાળા—

કોઠાવાળા—

કોરા—કાઠિયાવાડમાં કોરા નામનું ગામ છે.

ખંડેરિયા—

ખંભાતા—

ખંભાતી—

ખંભોળજિયા—ગામનું નામ ખંભોળજ છે. આ નાનું ગામ કાઠિયાવાડમાં આવેલું છે.

ગઢડાકર—

ગઢિયા—

ગમીજવાળા—

ગુર્જર—ગુર્જર પ્રદેશનું નામ છે, અને તે ઉપરાંત ગુર્જર નામની એક નાત પણ છે.

ઘોઘારી—ઘોઘાના વતનીની અટક ઘોઘારી પડી છે.

ચકલાશીવાળા—

ચાંપાનેરિયા—

છાયા—છાયા નામનું કાઠિયાવાડમાં નાનું ગામ છે.

જંબુસરિયા—

જામનગરી—

જેતલપુરિયા—

જોધાણી—જામ-જોધપુર નામનું કાઠિયાવાડમાં ગામ છે, તેના કેટલાક વતનીઓ જોધાણી નામે ઓળખાયા છે. સામાન્ય રીતે આવી 'આણી' પ્રત્યયવાળી અટકો કોઈ જાણીતા થઈ ગયેલા પૂર્વજના નામ ઉપરથી પડેલી હોય છે. દાખલા તરીકે, રવાણી, મેઘાણી, ફીકાણી, વગેરે. પરન્તુ આ જોધાણી અટક બાપદાદાના નામ ઉપરથી નહિ, પણ ગામના નામ ઉપરથી પડેલી અટક છે. 'આણી' પ્રત્યય વિશે ચર્ચા, બીજા વિભાગમાં કરેલી છે (પ્રખ્યાત થયેલા પૂર્વજોના નામ ઉપરથી પડેલી અટકોના વિભાગમાં).

ડેલીવાળા—

ડેલાવાળા—

થાનવાળા—

થાણાવાળા—

દમણિયા—
દિલ્હીવાળા—
દીવેચા—દીવના વતની
દેલવાડાકર—
ધારિયા—ધાર ગામ ઉપરથી પડેલી અટક.
ધોળકિયા—
નગરી—જામનગર ગામના નામ ઉપરથી પડેલી અટક છે.

નાગરવાડિયા—નાગરજ્ઞાતિનો ન હોવા છતાં કોઈ માણસ નાગરવાડામાં રહેતો હોઈ નાગરવાડિયા અટક પામેલો, અને તે પછી નાગરવાડો છોડ્યા છતાં એની એ જ અટક ચાલુ રહી ગઈ હોવી જોઈએ.

નાગોરી—અજમેરની પાસે નાગોર નામનો પ્રદેશ છે.

નાપાવાળા—
પટણી—
પરદેશી—
પાટણકર—
પાદરાકર—
પીપરોડિયા—
બલસારા—વલસાડના વતનીની અટક બલસારા હોઈ શકે.
બરોડિયા—ચોર વડોદરા નામના ગામના વતનીની આ અટક છે.
બાંભણિયા—બાંભણા કે બામણસાના વતની.
બારૈયા—
બિજવાડિયા—
બિલીમોરિયા—
બોટાદકર—
બોરસદી—
ભરૂચા—
ભાદરવાવાળા—

ભાલકિયા—

ભાલજા—

ભાવનગરી—

ભુછાડા—આ અટકનું મૂળ જડતું નથી. કદાચ ગામના નામ ઉપરથી પડી હોય.

માંડડિયા—

માણુસાવાળા—

મારુ—મરુભૂમિ એટલે મારવાડ ઉપરથી આ અટક પડેલી છે.

માલવીય—

માળવણિયા—માળવાના.

માળવી—

માહુલકર—

માંડળિયા—

મુથા—

મોધિયા—

રતલામવાળા—

રાયચુરા—રાયચુરા ગામના. (વધુ માટે જુઓ 'જાણીતા પૂર્વજો'નો વિભાગ.)

રાંદેરિયા—

રામોલિયા—

રીંડાણી—'આણી' પ્રત્યયવાળી અટક કાઠિયવાડના એક ગામના નામ ઉપરથી પડેલી છે.

લખપતી—કચ્છમાં લખપત નામનું ગામ છે.

વડાદવાળા—

વઢવાણા—

વસાવડા—

વળિયા—

વાલંભિયા—

વિરોલા—

વૈરાટી—વિરાટ નગરના (ધોળકાની આસપાસનો પ્રદેશ) રહેવાશી.
સંખેરિયા—
સાંડેસરા—
સિંગાપોરવાળા—
સુરતી—
સોમપુરા—
સોરઠી—
હાંસોટી—

## જાણીતા પૂર્વજોનાં નામ ઉપરથી પડેલી અટકો

બાપદાદાનાં નામ ઉપરથી પડી ગયેલી અટકો તળ ગુજરાતમાં આપણે ધારીએ તે કરતાં થોડી છે. કાઠિયાવાડમાં આવી અટકો ઘણા વધારે પ્રમાણમાં છે. કાઠિયાવાડ કરતાં કચ્છમાં બાપદાદાના નામ ઉપરથી બનાવેલી અટકો વધારે છે, અને તેથી જો બે ડગલાં આગળ વધી સિન્ધ તરફ નજર દોડાવીએ તો સિન્ધમાં આમીલ લોકોમાં તો તમામ અટકો જાણીતા વડવાઓનાં નામ ઉપરથી જ પડેલી જણાય છે. જાણીતા પૂર્વજોના નામને 'આણી'નો પ્રત્યય લગાડી દેવાથી સિન્ધી આમીલ લોકોની અટકો બની જાય છે. આવી અટકોના થોડા દાખલા નીચે આપ્યા છે. (આ દાખલા માત્ર સરખામણી પૂરતા જ છે, કારણ કે સિન્ધી અટકોને આ પુસ્તકમાં સ્થાન નથી.)

સિપાહીમલ ઉપરથી સિપાહીમલાણી.

કેવળરામના વંશજ તે કેવળરામાણી

મીરચંદ ઉપરથી મીરચંદાણી

લાલચંદ ઉપરથી લાલવાણી વગેરે વગેરે.

ગુજરાતી હિન્દુઓની અટક માફક આ સિન્ધી અટકો પણ અતિશય દીર્ઘાયુષી નથી. કુટુંબમાં કોઈ માણસે નાત જાતમાં, ગામમાં કે પ્રાન્ત અથવા દેશમાં નામ કાઢયું હોય તો તેના નામે તેનું કુટુંબ

ઓળખાય છે. પરન્તુ થોડી પેઢીઓ પસાર થતાં તે જાણીતા પુરુષની ખ્યાતિ ઝાંખી પડતી જાય છે, અને વળી કુટુંબમાં નવો કોઈ પુરુષ પાકે તો તેને નામે કુટુંબની અટક નવી પડે છે. આમ ચાલ્યાં જ કરે છે.

આ ' આણી ' પ્રત્યય સિન્ધ થઈને કચ્છમાં આવ્યો છે. કચ્છમાં ' આણી ' પ્રત્યયવાળી અટકો સંખ્યાબંધ મળી આવે છે. આ વિભાગમાં તે બધી અટકોનો સમાવેશ કર્યો છે.

કચ્છમાં ઘેલાભાઈનો છોકરો ઘેલાણી

ગદા ઉપરથી ગદાણી

કાના ઉપરથી કાનાણી

વગેરે અનેક અટકો ઊભી થઈ છે. કચ્છથી આગળ પ્રવાસ કરી આ ' આણી ' પ્રત્યયવાળી અટકોએ કાઠિયાવાડમાં પ્રવેશ કર્યો છે, અને કદાચ કચ્છ કરતાં ઓછા પ્રમાણમાં, છતાં પણ ઠીકઠીક સંખ્યામાં કાઠિયાવાડમાં આણી પ્રત્યયવાળી અટકોએ ક્ષેત્ર ફેલાવ્યું છે. કાઠિયાવાડમાં મેઘાણી, શ્રીધરાણી, જેઠાણી, પજવાણી વગેરે ઘણી અટકો છે. આથી આગળ વધીને પૂર્વ તરફ તળ ગુજરાતમાં હજી સુધી આ પ્રકારની અટકો આવી નથી. પરન્તુ અટકોની બદલી, જન્મ, નાશ વગેરે સર્વનો આધાર એક જ વ્યક્તિના મનસ્વી આચરણ ઉપર આધાર રાખતો હોઈ, કોઈ પણ અટક આ પ્રદેશમાં આવશે જ નહિ એમ કહી શકાય નહિ. આ વિભાગમાં 'આણી' પ્રત્યયવાળી અટકો વધારે મોટા પ્રમાણમાં હોઈ તેને આ યાદીમાં અગ્રપદ આપ્યું છે; અને બીજી અટકો આ જ વિભાગના ख ભાગમાં મૂકી છે.

## જાણીતા પૂર્વજો

### क વિભાગ

| | |
|---|---|
| અખાણી | ખાખાણી |
| અન્તાણી | ગદાણી |
| ઉદાણી | ગોપાણી |
| ક્રીકાણી | ઘેલાણી |

જસાણી
જેરાજાણી
ટોપરાણી
ડોસાણી
તલસાણી
દમાણી
દામાણી
પજવાણી
ભીમાણી
મેઘાણી
મૂલાણી
લાખાણી
વસાણી
વચ્છરાજાણી
વેલાણી
વીરાણી
શ્રીધરાણી
સંઘાણી
સાંગાણી
સોમાણી
હરિયાણી
હેમાણી

## ख विभाग

આત્મારામ ભૂખણવાળા
કપાળી
કારા
કારિયા
કારા
કલ્યાણવાળા
કાશીપારેખવાળા
ગાંડા
છીકાર
દિવ્યેન્દ્ર
નિમાવત
નીલકંઠ
પ્રેમાપુરી
મુનશા
રાયચુરા
લાવશી
શોધન
હઠીસિંગ
સારાભાઈ

## क विभाग

અખાણી—અખા નામના પૂર્વજના વંશજો અખા ને નામે ઓળખાય છે.

અંતાણી તથા અનન્તાણી—અનન્ત નામના પુરુષના વંશજો આ અટકથી જાણીતા થયા છે.

ઉદાણી—ઉદાના વંશજો ઉદાણી કહેવાય છે.

કીકાણી—કીકાના કુટુંબના કીકાણી તરીકે ઓળખાયા છે.

ખોખાણી—આ વિચિત્ર અટક માટે કેટલાકની એવી માન્યતા છે

કે ખોખાં બનાવવાનો ધંધો કરનારા ખોખાણી કહેવાયા હશે. આ સિવાય આ અટક સંબંધી બીજી અટકળ એવી થાય છે કે ખોખલ નામ ઉપરથી ખોખાણી અટક પડી હશે. ખોખલા પંડયાનું નામ જાણીતું છે.

ગદ્દાણી—ગદ્દાના છોકરાઓ.

ગોપાણી—ગોપા નામના પૂર્વજના કુટુંબના છોકરાઓ ગોપાણીને નામે જાણીતા થયા.

છેલાણી—છેલા નામના કોઈ વડવાના નામ ઉપરથી આવી અટક પડી હશે.

જસાણી—જસાના કુટુંબીઓ.

જેરાજાણી—જેરાજ અથવા જયરાજ નામના પૂર્વજના નામ ઉપરથી પડેલી અટક.

ટોપરાણી—ટોપરાંનો એટલે કાં તો નારિયેળનો અથવા સૂકાં કોપરાંની ગોટીઓ વેચનારના વેપારીની આ વિચિત્ર અટક પડી હશે, એમ મનાય છે. કદાચ ટોપર નામ ઉપરથી પણ આ અટક પડી હોય.

ડોસાણી—ડોસાભાઈના વંશજો ડોસાણી તરીકે ઓળખાય છે.

તલસાણી—તલસી તુલસીદાસના વંશજો તલસાણી કહેવાય છે.

દમાણી અથવા દામાણી—દામા નામના વડવાના વંશજો.

પજવાણી—આ પણ પૂર્વજના નામ ઉપરથી પડેલી અટક છે. પંજાબ થઈ દક્ષિણ તરફ ઊતરતા ઊતરતા આ ક્ષત્રિય કુટુંબે રજપૂતાના તરફ પ્રયાણ કર્યું, ત્યાંથી સિન્ધ, કચ્છ તથા કાઠિયાવાડમાં તેમણે વાસો કર્યો. વતન બદલવાની સાથે તેમણે ધંધો પણ બદલ્યો, અને તેઓ લુવાણા કહેવાયા. પંજાબ અને સિન્ધમાં હજી આ જાતિ વસે છે, પણ કચ્છ કાઠિયાવાડના લુવાણા સાથે તેમને કશો સંબંધ હવે રહ્યો નથી. આ કુટુંબના મૂળ પુરુષનું નામ પંજુ હતું તે ઉપરથી તેના વંશજો પજવાણી કહેવાયા છે.

ભીમાણી—ભીમસિંહ અથવા ભીમજી નામના કોઈ પૂર્વજ ઉપરથી ભીમાણી અટક પડેલી છે.

મેઘાણી—મેઘજી અથવા મેઘાના વંશજો મેઘાણીને નામે ઓળખાયા છે.

મૂલાણી—મૂળજી અથવા મૂળરાજના વંશના માણસો મૂલાણીને નામે જાણીતા થયા છે.

લાખાણી—લાખાના વંશજો લખાણી કહેવાયા છે.

વસાણી—વસાના વંશજો ( અથવા વસા નામનું ગામ હોય તો ત્યાંના વતની ).

વચ્છરાજાણી—વચ્છરાજ કે વત્સરાજનાં વંશજોની આ અટક પડી છે.

વેલાણી —વેલાજીના નામ ઉપરથી કુટુંબની અટક વેલાણી પડી.

વીરાણી—વીરાના વંશજો વીરાણી કહેવાયા છે.

શ્રીધરાણી—શ્રીધર નામના વડવાના નામ ઉપરથી આ અટક પડી છે.

સંઘાણી—સંઘા નામના આ કુટુંબના એક પૂર્વજે દુકાળના વખતમાં સંઘ કાઢેલો, અને બધા લોકોને એક ગામથી બીજે ગામ લઈ ગયેલા. રસ્તામાં લોકો ' સંઘાની જે ' ની બૂમો પાડતા હતા; તે ઉપરથી સંઘાણી અટક પડી છે.

સાંગાણી—સાંગા નામના પૂર્વજના નામ ઉપરથી આ અટક પડેલી છે.

સોમાણી—સોમા નામ ઉપરથી સોમાણી અટક ઉપજેલી છે.

હરિયાણી—હરિના વંશજો હરિયાણી કહેવાયા છે.

હેમાણી—હેમા નામના વડવા ઉપરથી કુટુંબ હેમાણી તરીકે જાણીતું બન્યું.

## ૨ વિભાગ

આત્મારામ ભૂખણવાળા—સુરતમાં મશહૂર થઈ ગયેલા અતિ ધનાઢ્ય શાહુકાર આત્મારામ ભૂખણવાળાનું નામ આજે પણ ગુજરાતમાં

જાણીતું છે. એક પ્રસંગે કવિ નાનાલાલે કહેલું છે કે આત્મારામ ભૂખણવાળાની એવી શાખ—આબરૂ હતી કે તેમની હૂંડીઓ અરણ્યમાં પણ સ્વીકારાતી. આવા નામીચા પુરુષનું નામ કાયમ રાખવા તે કુટુંબે એ નામને જ અટકના રૂપમાં ફેરવી દીધું, અને તેને કાયમનું પોતાના કુટુંબ સાથે જોડી રાખ્યું તે ખરેખર યોગ્ય જ હતું. ગયા દશકા સુધી તે કુટુંબ આત્મારામ ભૂખણવાળાને નામે ઓળખાતું, પરન્તુ મારા જાણવા મુજબ હવે એ કુટુંબે પોતાની અટક બદલી નાંખી છે.

કપાળી—કપાળીદાસ એ ગુજરાતી નામ છે. અમદાવાદમાં શાહપુરમાં કપાળીની પોળ નામની એક પોળ પણ છે. જાણીતા થઈ ગયેલા કોઈ કપાળીદાસના નામ ઉપરથી કોઈ કુટુંબે ટૂંકાવી ' કપાળી ' અટક બનાવી હશે.

કારા—મૂળ કાળાભાઈ નામના કોઈ જાણીતા માણસના નામ ઉપરથી આ અટક પડેલી છે. ' કાળા ' શબ્દના ઉચ્ચારની અસ્પષ્ટતાને લીધે ' કારા ' શબ્દ લોકોની જીભે ચઢી ગયો, અને ત્યારપછી તે જ અટકરૂપ બની ગયો. ભાટિયા લોકોમાં આ અટક હોય છે.

કારિયા—આ અટક પણ ' કારા ' અટકની માફક કાળા કે કાળિયા શબ્દ ઉપરથી જ થયેલી હોય એમ મનાય છે.

કારા કલ્યાણવાળા—કાળા કલ્યાણ નામના પ્રખ્યાત થઈ ગયેલા માણસનું કુટુંબ કાળા કલ્યાણવાળા, અને તે પછી કારા કલ્યાણવાળાને નામે જાણીતું થયું. આ અટક પણ ભાટિયા કોમમાં જાણીતી છે.

કાશી પારેખવાળા—કાશીભાઈ પારેખ નામના જાણીતા પૂર્વજના નામ ઉપરથી કુટુંબની અટક કાશી–પારેખ અથવા કાશી પારેખવાળા પડી છે, એમ ખબર મળે છે.

ગાંડા—ગાંડાભાઈ અથવા ગાંડાલાલ એ ગુજરાતમાં લાડમાં પાડવામાં આવતું ( છોકરાઓનું ) નામ છે. મોંઘા છોકરાનાં આવાં નામો વહેમી લોકો પાડતા અને હજી પાડે છે. આવા કોઈ ગાંડાભાઈ

અથવા ગાંડાલાલ નામના પ્રખ્યાતિ પામેલા પૂર્વજના નામ ઉપરથી કુટુંબની અટક ગાંડા પડી ગઈ હોવાનું અનુમાન બંધાય છે.

જીકાર—મૂળ કોઈ વડવાનું નામ જયકર હતું, તે ઉપરથી લોકવાણીએ જયકર શબ્દનું રૂપાન્તર થઈ જીકાર શબ્દ બન્યો અને તે કુટુંબની તે અટક બની.

દ્વિવ્યેન્દ્ર—આ દશકામાં જ શરૂ થયેલી આ અટક છે. સુરત પાસે એક દેસાઈ કુટુંબમાં દ્વિવ્યેન્દ્ર નામના કવિ અને લેખકના નામ ઉપરથી અસલની દેસાઈ અટક હતી તે બદલી નાંખી આ નવી દ્વિવ્યેન્દ્ર અટકને કુટુંબે ધારણ કરી છે.

નિમાવત—નિમ્બાર્ક કે નીમાજી નામના ગુરુના ચેલા હોવાથી શિષ્યો નિમાવત કહેવાતા અને પછી નિમ્બાર્ક કે નીમાજી ગુરુની યાદગીરીમાં તેમણે નિમાવત શબ્દ કુટુંબની અટક તરીકે અપનાવી લીધો. આ અટક બાપદાદાના નામ ઉપરથી નહિ, પરન્તુ ગુરુના નામ ઉપરથી પડેલી છે, એટલી એની વિશિષ્ટતા છે. રામાનંદી સાધુમાં આ અટક છે.

નીલકંઠ—અસલ જ્યારે સુરત શહેરમાં નવાબી રાજ્ય હતું, ત્યારે નીલકંઠ મહેતા નામે નાગર ગૃહસ્થ નવાબના કારભારી હતા. આ નીલકંઠ મહેતાની જાહોજલાલી તે સમયના સૂરતમાં જાણીતી હતી. તેમનું પૂરું નામ નીલકંઠ મહેતા હતું. મહેતા તેમની અટક હતી. ત્યાર પછી તેમના ઘણા વંશજો, મહેતા અથવા નીલકંઠ મહેતા તરીકે ઓળખાતા. ( દરેક વણિકને જેમ શાહ કહી શકાય છે, તેમ દરેક નાગર મહેતા કહેવાતો. ) તે પછી તે કુટુંબીજનોએ પોતે જ ટૂંકાવી દઈ પોતાની અટક નીલકંઠ બનાવી અને ત્યારથી તે કુટુંબ ગુજરાતમાં નીલકંઠને નામે જાણીતું રહ્યું છે.

પ્રેમાપુરી—ગુરુના નામ ઉપરથી ધારણ કરેલી અટક છે.

રાયચુરા—રા'છરા નામના જાણીતા પૂર્વજના નામ ઉપરથી આ અટક પડેલી છે, એવું આ અટકધારી કુટુંબનું માનવું છે. રાયચુર નામના ગામના નામ ઉપરથી પણ આ અટક પડી શકે, એ

શકયતા હોઈ ગામનાં નામ ઉપરથી પડેલી અટકના વિભાગમાં પણ આ અટકનો સમાવેશ કર્યો છે.

લાવશી—મૂળ લાભસિંહ નામ લોકવાણીએ ઘસાતું ઘસાતું લાવશી બન્યું, અને તે અસલ લાવશી જાણીતા થઈ ગયેલા હોવાથી લાવશી અટક પડી ગઈ. આ લાવશીને બદલે લાવસી અને લાપશી પણ અટક થયેલી સાંભળી છે. તે સર્વ મૂળ લાભસિંહ ઉપરથી થયેલી મનાય છે.

શોધન—થોડાક દાયકાઓ ઉપર અમદાવાદ શહેરમાં અમુક નવ વેપારી મિત્રોએ એક નવું મંડળ સ્થાપ્યું હતું. આ મંડળનું ધ્યેય વેપારવાણિજ્ય બાબતમાં અવનવી શોધખોળ કરવાનું હતું. આ મિત્રોની અસલ અટક પારેખ હતી; પરન્તુ શોધખોળ કરવાનું નક્કી કર્યા પછી તે મિત્રો 'શોધન'ને નામે જાણીતા થયા, અને તે મંડળના કેટલાક વંશજો હજી તે અટકથી ઓળખાય છે.

સારાભાઈ—અમદાવાદના ઘણા વણિક શેઠિયાઓની અટક હોતી જ નથી–અથવા હતી જ નહિ. બધા વણિકો સામાન્ય રીતે શેઠ કે શાહ અથવા એવી કાંઈ સામાન્ય અટકે ઓળખાય છે. તેવી રીતે ઓળખાવું પસંદ ન પડવાથી, અને સાથે સાથે પોતાના વડીલનું નામ કાયમ કરવાના ઇરાદાથી 'સારાભાઈ' આ દશકામાં જ નવી પડેલી અટક છે.

હઠીસિંગ—પોતાના જમાનામાં શેઠ હઠીસિંગ અમદાવાદમાં બહુ જ મશહૂર હતા. તેમના વંશજોએ તેમનું નામ કાયમ રાખવા માટે તે જાણીતા પૂર્વજના નામની અટક બનાવી દીધી છે. એ કુટુંબની કેટલીક શાખાઓ આજે પણ હઠીસિંગને નામે ઓળખાય છે. આ અટક અમદાવાદના જૈન કુટુંબમાં છે.

## કટાક્ષ અથવા મશ્કરીમાં પાડેલાં ઉપનામો ઉપરથી પડેલી અટકો

આ વિભાગમાં ઘણી જગ્યાએ માત્ર કલ્પનાથી અટકોના અર્થ બેસાડવાનો પ્રયત્ન કર્યો છે. જ્યાં બની શક્યું, ત્યાં તે અટકધારીઓને પૂછી કે પુછાવી ને લખ્યું છે. પણ ઘણી અટકો વિશે કશી માહિતી મળી શકી નથી. આ વિભાગમાં ઘણી અટકો એવી છે કે તે ધારણ કરનારાં કુટુંબો પણ પોતાની અટક શા ઉપરથી પડી તે જાણતાં નથી. વળી આ અટકોનાં મૂળ શોધવામાં કોઈને અન્યાય કરવાનો કે કોઈની હાંસી કરવાનો મારો લેશ માત્ર પણ ઇરાદો નથી. આ નિબંધ માત્ર સંશોધનના દૃષ્ટિબિન્દુથી જ લખાયો છે એ સર્વને યાદ રાખવા વિનન્તી છે.

અંગ્રેજીમાં જેને nick-names કહે છે એવાં નામો ઉપરથી, એટલે લોકોએ મશ્કરીમાં, લાડમાં કે કટાક્ષમાં પાડેલાં નામો ઉપરથી ગુજરાતી અટકો ઘણી ઊભી થઈ છે. આવી અટકો આપણાં ગુજરાતી હિન્દુ સમાજમાં, વહેવાઈઓ ઘણું ખરું એક બીજા માટે પાડતા અને હજી પણ પાડે છે. લગ્ન વખતે વહેવાઈઓ એકબીજાની મશ્કરી કરવા, ખોડ ખામીઓ શોધી કાઢવા કેટલા ઇન્તેજાર બની જાય છે, તે આપણા સમાજમાં કોઈનું અજાણ્યું નથી. આવી અટકોની સંખ્યા બહુ થોડી નથી; અને તેમાંની કેટલીક અટકો ખરેખર એટલી હાસ્યજનક અથવા તિરસ્કારભરી છે કે તે કુટુંબીઓએ શા માટે સ્વીકારી કે અપનાવી હશે, તે પણ આશ્ચર્યકારક લાગે છે. પરંતુ ઘણી વખત આવાં ઉપનામો પડાયાં ત્યારે તેમાં જે ડંખ રહેલો હોય તે પાછળથી રહેતો નથી, અને તે શબ્દના મૂળ અર્થ ભુલાઈ જઈ માત્ર તે એક કુટુંબને ઓળખવાનું સંજ્ઞાવાચક નામ થઈ પડે છે તેથી તેમ જ બધા લોકો પોતાને તે જ ઉપનામથી ઓળખે છે, એટલે વ્યવહારની સગવડ રહે એટલા માટે આવી અટકો પણ નિભાવી લેવામાં આવે છે.

વહેવાઈ ઉપરાંત આ પ્રકારની અટકો પાડવામાં બીજો હિસ્સો નાતજાતના લોકોનો હોય છે. મારી પાસે એવી ઘણી અટકો (અથવા તેમને ઉપનામો કહીએ, તો વધારે સારું) છે, કે જે નાતના

લોકોએ પાડેલી છે, પણ કુટુંબોએ પોતે જે સ્વીકારી નથી. એક ઉદાહરણ લઈએ:—એક નાતમાં અમુક કુટુંબને બધા નાતીલાઓ મસાણદેવને નામે ઓળખે છે. એમ કહેવાય છે કે એ લોકોને ખાવા-ખવડાવવાનો એટલો બધો શોખ કે શ્મશાનમાં મુડદું બાળવા જાય તોપણ એક બાજૂ ઉપર દેઘ ચઢાવી કાંઈ ખાવાનું બનાવવા મંડી જાય! આ ઉપરથી તેઓ મસાણદેવને નામે પોતાની નાતમાં ઓળખાયા છે; પરન્તુ તેઓ પોતે આ ઉપનામ અટક તરીકે સ્વીકારતા નથી. તેથી મારી યાદીમાં મેં આ અટક દાખલ કરી નથી. વ્યક્તિ અથવા કુટુંબે પોતે અપનાવી હોય, બોલવા તથા લખવામાં વાપરી હોય, એટલી જ અટકો મારી યાદીમાં મેં મૂકી છે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે—

" O would some power the giftie gi'e us,
To see ourselves as others see us."

એટલે આપણને કાંઈ એવો કલમ હાથ લાગી જાય કે જે વડે પારકાંની નજરે આપણે આપણી જાતને જોઈ શકીએ, તો કેવું સારું? આ વિભાગમાં જે અટકો છે, તે પારકાંની નજરે આપણે કેવાં લાગીએ, તેનો ઠીક ખ્યાલ આપે છે. પણ અલબત્ત, તે ઘણા જ સંકુચિત ક્ષેત્રમાં.

આ વિભાગમાં કેટલીક અટકો એવી છે કે તેમનું આ વિભાગમાં સ્થાન હોય કે નહિ તે વિશે મને પોતાને શંકા રહે છે. પણ બીજા કોઈ વિભાગ કરતાં અહીં તે કાંઈક યોગ્ય સ્થાને લાગવાથી તેમનો આ યાદીમાં મેં સમાવેશ કર્યો છે. આવી અટકોમાં ખાસ કરીને નીચેની અટકોનો સમાવેશ થાય છે: સક્કાઈ, દોલતજાદા, સત્યવાદી, લખપતિ, બાદશાહ, મહારાજા, વગેરે. મારી શંકાનું કારણ એ છે કે આ અટકો મૂળ મશ્કરીમાં યોજાયેલી છે કે ખરેખરી લાયકાતથી વખાણની દૃષ્ટિથી મળેલી છે તે સમજવું મુશ્કેલ છે; તેથી આ વિભાગમાં મેં क અને ख એમ બે વિભાગ પાડી, બીજા એટલે ख વિભાગમાં આ ઉપર કહેલી અટકો સમાવી છે. આ અટકોની વિગતવાર યાદી આપતા પહેલાં, તેના અર્થ વિશે મેં કરેલી અટકળોથી કોઈ માઠું ન લગાડે એવી મારી વિનંતી છે. જો કોઈ અર્થના મૂળમાં મારી ભૂલ કોઈ વાચકો બતાવશે, તો સામી હું તેમની ઋણી થઈશ.

## કટાક્ષ અને મશ્કરીમાં પાડેલાં ઉપનામો ઉપરથી પડેલી અટકોની યાદી

### क વિભાગ

| | |
|---|---|
| અક્કડ | ગેઝેટ |
| કટ્ટી | ગેંગેં |
| કડકિયા | દાદી |
| કઢીખાઉ | ડગલી |
| કાકાબળિયા | ડબકી |
| કારેલિયા | ઢેડી |
| કુલેરી | તૂમડી |
| કોદ | થેકડી |
| કોદમડી | ધૂળધોયા |
| ખખ્ખર | પક્કઈ |
| ખડખડ | પોપાવાળા |
| ખંધડિયા | બકોર |
| ગાડરિયા | ભાતખાઉ |
| ગાંડા | રાબડુ |
| ગૂંદવડાં | લટ્ટા |
| | લોચાવાળા |

અક્કડ—કોઈ કુટુંબ અથવા તેમાંની અમુક મુખ્ય વ્યિ અભિમાની હોઈ નાતજાતથી જરા અતડા ને અલગ રહેતા હોવા આ અટક પડી હશે, એમ અનુમાન થાય છે.

કટ્ટી—આ અટક ધારનાર કુટુંબ પોતાનો ઇતિહાસ જાણ નથી, એટલે એમાં આપણે કલ્પના જ દોડાવવાની રહે છે, છતાં ર કુટુંબ તરફથી સૂચન થયું છે કે તેમના એક પૂર્વજ સ્વભાવે વઢક હોઈ નાતમાં દરેકની સાથે કટ્ટા (કે કટ્ટી) કરતા હોય, એ અબોલા લેતા હોય, તે ઉપરથી આ ઉપનામ મળ્યું હોય સંભવિત છે. મને એમ પણ માહિતી મળે છે કે મૂળ કટ્ટીનું ઉપના પામેલા વડવા નાતમાં છોકરાછોકરીઓના મળેલા વિવાહ તોડાવવા હંમેશ આગળપડતો ભાગ લેતા, તેથી તેમને સૌ કટ્ટીને નામે ઓળખ

કડકિયા—પુરુષને કાને પહેરવાની મોતીની વાળીને કડકિયાં કહે છે, પરન્તુ તે ઉપરથી આ અટક ઉપર પડી હોય એવું લાગતું નથી. ગુજરાતીમાં અતિશય કંજૂસ અથવા લુખ્ખા માણસ માટે એ વિચિત્ર શબ્દપ્રયોગ યોજાયો છે. એવા માણસને આપણે કડક બંગાળી કહીએ છીએ. કડકિયા શબ્દ પણ કદાચ એ જ અર્થમાં વપરાયો હશે. આ એક અનુમાન. બીજું—કોઈ માણસ બહુ કડક સ્વભાવનો હોય, તો તે ઉપરથી તેને કડકિયા એવું ઉપનામ મળ્યું હોય, અને વખત જતાં તે જ અટક બની ગઈ હોય, એ પણ શકય છે.

કઢીખાઉ—કઢી ખાવાના કોઈ અસાધારણ શોખીન માણસની આ અટક પડી ગઈ હશે.

કાકાબળિયા—બળિયાના દેવ કાકાબળિયા એમના બળ માટે જેટલા જાણીતા છે, તેટલા જ તેમના ઝટ રૂકું પડી જવાનો સ્વભાવ માટે પણ જાણીતા છે. કાકાબળિયાને સદા પ્રસન્ન રાખવાના પ્રયાસો કર્યા જ કરવા જોઈએ. અને તેમ છતાં, એમને સહેજ પણ ઓછું પડે તો તે તેના ભકતોને બળિયાનો ભયંકર રોગ લાગુ પાડી દે છે. આવી આપણા લોકોની સામાન્ય માન્યતા હોય છે. કોઈ માણસનો સ્વભાવ કાકાબળિયાને મળતો હોય તે ઉપરથી લોકોએ મશ્કરીમાં પડેલી આ અટક છે.

કારેલયા—કોઈ માણસ કડવું બોલવા માટે જાણીતો હોય, તો તે ઉપરથી લોકો તેને કારેલિયા કહેતા હોય, એમ હોઈ હશે. કારેલાંનો વેપાર કરનાર પણ કારેલિયા કહેવાઈ શકે.

કુલેરી—ગોળ અથવા ખાંડ નાંખેલો ચોખા અગર બાજરીનો કાચો લોટ હોય તેને કુલેર કહે છે. કોઈ વાર નાતમાં કુલેર ખવડાવી હોય, તે ઉપરથી આ અટક પડી હોય, એમ બની શકે. પણ તે શકય લાગતું નથી. આ અટક ઉપર પૂરતું અજવાળું પડતું નથી.

કોઠ—કોઠ નામનું ગુજરાતમાં સાણંદ તાલુકામાં એક ગામ છે. આ ગામના વતનીની અટક કોઠ પડી હોય એ એક શકયતા છે, કોઠનો વેપાર કરનારની પણ આ અટક હોઈ શકે. અથવા જેને આંગણે કોઠનાં ઝાડ ઘણાં હોય, અથવા કોઠના ઝાડની જેની વાડી હોય તેની

અટક પણ કોઠ પડી હોય. છેલ્લી એક શક્યતા એ લાગે છે કે કુટુંબ-નાં માણસોની દેહાકૃતિ કોઠ જેવી ગોળમટોળ હોય (ઠીંગણાં ને જાડાં માણસોને કોઠની ઉપમા અપાય છે), તે ઉપરથી લોકોએ મશ્કરીમાં આવું ઉપનામ પાડયું હોય.

કોઠમડી—કોઈના આંગણામાં કોઠમડીના વેલા હોય, અને તે નિશાનીએ જ તે માણસનું ઘર ઓળખાતું હોય, તો તે ઉપરથી આવી અટક પડી જાય, એ બની શકે એવું છે. અથવા કુટુંબનાં કોઈ સ્ત્રી કે પુરુષનાં દેહઘાટ ઉપરથી આ અટક લોકોએ હસવામાં પાડી હોય, એમ પણ બની શકે.

ખખ્ખર—આ અટકનું મૂળ હાથ લાગ્યું નથી. પણ ખોખરા ઘાંટાવાળા કોઈ માણસ ઉપરથી આવી અટક ઉત્પન્ન થઈ હોય એવું બની શકે. વધુ વિગત માટે અકળ અટકોના વિભાગમાં જોવું.

ખડખડ—આ અટક શા ઉપરથી પડી હશે, તે વિશે બેત્રણ અટકળો બંધાય છે. કોઈ જૂના ખડિયાખડખડ મકાનમાં રહેનાર કુટુંબની આ અટક હોઈ શકે, અથવા કોઈ માણસ જાતે એવો કંજૂસ ને જૂનાંપુરાણાં કપડાં તથા સરસામાન વાપરતો હોય તો લોકો એને ખડખડનું ઉપનામ આપે. અથવા કોઈ માણસને બહુ ખડખડ હસવાની ટેવ હોય તે ઉપરથી પણ આ અટક પડી હોય.

ખંધડિયા—ખંધડ જો કોઈ ગામનું નામ હોય તો તેના અસ્તિત્વ વિશે મને કાંઈ ખબર મળી શકયા નથી. તેને અભાવે કલ્પના થઈ શકે કે એ કુટુંબમાં અસલ વડવાઓમાં કોઈ બહુ ખંધા સ્વભાવનું માણસ હશે તે ઉપરથી લોકો તે માણસને ખંધડિયા કહેતા હશે, અને સમય જતાં તે જ સમસ્ત કુટુંબની અટક બની રહી.

ગાડરિયા—આ અટક વિશે પણ એકથી વધુ અટકળો બંધાય છે:

૧. ખરેખરાં ઘેટાંના માલિક અથવા તેનો વેપાર કરનાર અથવા ઘેટાં સાચવનારની આ અટક હોઈ શકે.

૨. ગાડરિયા પ્રવાહમાં હંમેશ તણાઈ જનાર માણસની આવી અટક પડી શકે. પણ જે સમાજમાં હરહંમેશ બધા માણસો ગાડરિયા

પ્રવાહમાં જ તણાયા કરતા હોય, ત્યાં એકાદ વ્યક્તિને આવું ઉપનામ મળે, એ સંભવિત નથી.

૩. ગાડરા જેવા ગરીબ અથવા ગાડરા જેવા બીકણુ માણસ ઉપરથી આ અટક શરૂ થઈ હોય, એમ પણ બની શકે.

ગાંડા—ગાંડાલાલ કે ગાંડાભાઈ નામના કોઈ જાણીતા પૂર્વજના નામ ઉપરથી તેના વંશજો ઓળખાતા હોય, અને પછીથી ગાંડા શબ્દ અટકમાં ફેરવાઈ ગયો હોય, એવો સંભવ છે. દાખલા તરીકે, અમુક જાણીતા ગાંડાભાઈના પુત્ર ડાહ્યાભાઈ હોય. આ ડાહ્યાભાઈની પૂરી ઓળખાણ માટે પૂછવામાં આવે કે કયા ડાહ્યાભાઈ? તો જવાબ મળે કે ડાહ્યાભાઈ ગાંડા. ધીરે ધીરે 'ગાંડા' અટક જ બની રહે. આ એક શકયતા છે. બીજું પણ અનુમાન બાંધી શકાયઃ કુટુંબમાં કોઈ જાણીતું માણસ ખરેખર ગાંડું થઈ ગયું હોય અથવા કુટુંબમાં એકથી વધુ પેઢીથી ગાંડપણ ચાલતું આવ્યું હોય તો સ્વાભાવિક રીતે જ ગાંડા અટક પડી જાય.

ગૂંદવડાં—ગૂંદવડું એ એક જાતની ખાવાની ચીજ છે. તે ઉપરથી માણસની અટક પડી હશે. ગૂંદર જેવો ચીકણો માણસ હોય તો તેને પણ મશ્કરીમાં ગૂંદવડાંનો ઇલકાબ મળી શકે!

ગેઝેટ—અડોશપડોશની અથવા નાતજાતની ખબરો, ઝટ પ્રસિદ્ધિમાં આણનારથી કંટાળીને લોકોએ ગેઝેટનું ઉપનામ આપ્યું હશેઃ અથવા, દરેક બાબતમાં છેલ્લામાં છેલ્લી માહિતી જેમની પાસેથી મળી શકે, તેમની અટક ગેઝેટ પડી હોય.

ગેંગે—કોઈ માણસ બોલવેચાલવે જરા ઢીલો હોવાથી લોકો તેને ગેંગેના નામથી ઓળખતા અને ત્યાર પછી ગેંગે શબ્દના અર્થનો વિચાર કર્યા વગર જ તેના કુટુંબીજનોએ એ ઉપનામને પોતાની અટક તરીકે રાખી લીધું.

ઢાઠી—બહારથી ખૂબ ઠાઠ કરનાર અને રોફબંધ ફરનારને લોકોએ મશ્કરીમાં ઢાઠીનો ઇલકાબ આપ્યો હોય, અને તે ઉપરથી ઢાઠી અટક પડી ગઈ હોય એ સંભવિત છે.

ડગલી—કુટુંબનો કોઈ માણસ સરસ આકર્ષક ડગલી અથવા

કસવાળું કેડિયું પહેરતો હોવાથી એને અડોશપડોશમાં સર્વ ડગલીવાળા કે ડગલીને નામે ઓળખવા મંડેલા, અને તે ઉપરથી તે માણસની અને તેને લીધે આખાય કુટુંબની અટક ડગલી પડી ગઈ, આવી હકીકત મળી છે. તૈયાર ડગલીઓ વેચનારની પણ આ અટક પડી શકે.

ડબ્બી—સોની લોકોમાં ડબ્બી અટક હોય છે, પરન્તુ તે શા ઉપરથી પડી હશે તે સમજાતું નથી.

ઢેડી—ઢેડ લોકોમાં આ અટક હોય તો તેમાં કશું આશ્ચર્ય-કારક નથી; પરન્તુ આ અટક તે કોમ સિવાય અન્ય ગુજરાતી હિન્દુ-ઓમાં પણ મળી આવે છે. આ અટક માટે એમ મનાય છે કે ઢેડ લોકોની સાથે ધીરધાર કરનારને કદાચ આવું ઉપનામ મળ્યું હોય. અથવા એમ પણ બને કે ઢેડ લોકો ધૂળ ચાળીને તેમાંથી જે કીમતી વસ્તુઓ મળી આવે તે જે સાહુકારને વેચતા હોય તે સાહુકારને મશ્કરીમાં ઢેડીનું ઉપનામ મળ્યું હોય. કોઈ વાર માણસનો સ્વભાવ ખરાબ હોય તો તેને ઢેડ સ્વભાવનો કહેવામાં આવે છે. આવા સ્વભાવના કોઈ માણસ ઉપરથી પણ કુટુંબની આ અટક પડી ગઈ હોય, એમ બની શકે.

તૂમડી—કોઈ વ્યક્તિનો દેહઘાટ તૂમડીના જેવો હોવાથી લોકોએ મશ્કરીમાં આપેલા ઉપનામ ઉપરથી આ અટક પડેલી છે.

થેકડી—કોઈ ટીખળી માણસ બધાની થેકડી અથવા ઠેકડી એટલે મજાક કરતો હોય તે ઉપરથી એને લોકોએ થેકડીનું ઉપમાન આપ્યું હોય, અથવા કદાચ જે બધાની થેકડીને પાત્ર બનતો હોય તે પણ થેકડી કહેવાતો હોય. ત્રીજું અનુમાન એવું થાય છે કે કોઈ માણસને થેકડા ભરીને એટલે કૂદતાં કૂદતાં ચાલવાની ટેવ હોય, તેનું નામ લોકોએ મશ્કરીમાં થેકડી પાડ્યું હોય.

ધૂળધોયા—આ અટક પણ ઢેડી અટકની માફક જ પડેલી જણાય છે. ધૂળ ચાળીને અંદરથી કીમતી વસ્તુઓ શોધનાર, એટલે ધૂળધોયા. ઢેડ લોકો સાથે જે સાહુકાર લોકો પૈસાની લેણદેણ કરતા હશે, તેમની આવી અટક પડી હશે.

પકકઈ—પક્કા સ્વભાવના કોઈ માણસને પક્કઈનું ઉપનામ

મળ્યું હોય તેમાંથી કુટુંબની તે જ અટક બની ગઈ હશે.

પોપાવાળા—પોપા કે નિર્માલ્ય માણુસો માટે, અથવા જેને આપણે માઈકાંગલા કહીએ છીએ તેવા માણુસો માટે પોપા શબ્દ વપરાય છે. પરન્તુ પોપાવાળા શબ્દનો કાંઈ અર્થ નીપજતો નથી. એવા પોપા સ્વભાવવાળા માણુસની અટક પોપાવાળા પડી હોય એ બહુ નહિ પણ થોડું સંભવિત લાગે છે.

બકોર—નાતમાં દર પ્રસંગે શોરબકોર મચાવનારની આવી અટક પડી છે.

ભાતખાઉ—કઢીખાઉ અટકને મળતી આવતી આ અટક કોઈ અતિશય ભાત ખાનાર વ્યક્તિ અથવા કુટુંબને અપાયેલી છે.

રાબડુ—રાબડી જેવા ઢીલા—નરમ—સ્વભાવના માણુસનું મશ્કરીમાં પડાયેલું આ ઉપનામ અટક બની ગયું હોય એ એક શકયતા છે. અથવા નાત જમાડવાનો પ્રસંગ આવ્યે રાબડા જેવું જમણુ કરનારની પણુ આ મશ્કરીમાં પડેલી અટક હોઈ શકે.

લઠ્ઠા—બાપદાદાઓમાંથી એકાદ વ્યક્તિ શરીરે પહેલવાન હોવાથી આ અટક પડી હશે, એમ લાગે છે.

લોચાવાળા—જ્યારે જ્યારે આ કુટુંબને નાત જમાડવાનો પ્રસંગ આવે ત્યારે લોચા જેવી લાપશીનું જ જમણુ બનાવવામાં આવતું. આથી કંટાળીને નાતના લોકોએ લોચાવાળાનો ઇલ્કાબ આપ્યો, અને દશકાઓ વહી જતાં તે અટકના રૂપમાં સ્થાયી બન્યો.

## ख વિભાગ

( કટાક્ષ અથવા મશ્કરીમાં પાડેલાં ઉપનામો ઉપરથી પડેલી અટકો ચાલુ )

આગળ જણુાવી ગયા મુજબ આ 'ख' વિભાગમાં જે અટકો મૂકી છે, તે મશ્કરીમાં પડાયેલી અટકો છે કે માણુસની યોગ્યતાની કદર કરી સમાજે આપેલા ઇલ્કાબરૂપ છે, તે સમજવું કેટલેક સ્થળે મુશ્કેલ છે. અથવા કદાચ એમ પણુ હોઈ શકે કે આ પ્રકારની અટકો-માંની કેટલીક સમાજે ખરેખર વ્યક્તિ તરફનો પોતાનો આદરભાવ પ્રદર્શિત કરવા પાડી હોય, અને બીજી કટાક્ષમાં—જે સદ્‌ગુણુની

વ્યક્તિમાં ખામી હોય, તે જ સદ્‌ગુણનું લક્ષણ બનાવી તે વ્યક્તિને તે નવું ઉપનામ આપ્યું હોય. દાખલા તરીકે, બહુ ગરીબ છતાં પૈસાદાર હોવાનો ડોળ કરનારને નવલખી કે લખપતિનું ઉપનામ આપે, અસત્ય બોલવાને ટેવાયેલાને સત્યવાદી કહે. સામાન્ય રીતે સમાજ જ્યારે ઉપનામ આપે છે, ત્યારે કટાક્ષભર્યાં જ આપે છે, એવો આ ગુજરાતી અટકોની શોધખોળ કરતાં અનુભવ થાય છે; છતાં આ જમાનામાં રાજકીય નેતાઓને માનપૂર્વક ઉપનામો પણ આપવામાં આવે છે; જેવાં કે, મહાત્મા, સરદાર, ભારતભૂષણ, દેશબંધુ વગેરે, તેથી આ વિભાગમાં પણ કેટલીક અટકો વ્યક્તિ પરત્વેના માનથી પ્રેરાઈને પડેલી હોય એમ આપણે માની લઈશું.

આ પ્રકારની અટકોની યાદી નીચે આપી છેઃ–

| | |
|---|---|
| આંટવાળા | બાદશાહ |
| ખુદા | બુદ્ધદેવ |
| ચાળીસહજારવાળા | મહારાજા |
| છત્રપતિ | રાજા |
| દરબાર | લખપતિ |
| દંડનાયક | લાખિયા |
| દોલતજાદા | સતિયા |
| નવલખી | સત્યવાદી |
| પાદશાહ | સાહેબા |

આંટવાળા–આંટ શબ્દ આબરૂ માટે વપરાય છે. જે માણુસ આબરૂદાર હોય તેને આંટવાળા કહી શકાય. મારું માનવું છે કે કોઈ માણસે વેપારધંધામાં અથવા બીજા ગમે તે કોઈ ક્ષેત્રમાં સારી આબરૂ જમાવી હશે, તેથી એની કદર કરીને લોકોએ આંટવાળા તરીકે એને જાણીતો કર્યો હશે. આ અટક મશ્કરી અથવા કટાક્ષમાં પડી હોય એવું લાગતું નથી.

ખુદા—કોઈ માણસ બહુ ભલો અને ઉદાર દિલનો હોવાથી લોકો તરફથી તેને 'ખુદા'નું ઉપનામ મળ્યું. સામાન્ય વાતચીતમાં બહુ ભલા—વધારેપડતા ભલા—માણસ માટે 'ભગવાનનું માણસ' એવો પ્રયોગ

પ્રચલિત છે. લગભગ તેવા જ અર્થમાં 'ખુદા' શબ્દ વપરાયો છે એમ લાગે છે.

ચાળીસહજારવાળા અથવા ચાળીસહજાર—આ અટક સ્પષ્ટ રીતે અમુક માણસ અથવા અમુક કુટુંબની આર્થિક સ્થિતિ દર્શાવનારી છે. તે કુટુંબ તરફથી આ અટક બાબત જોઈતી માહિતી મળી શકતી નથી. કદાચ કોઈ વાર સટ્ટામાં અગર બીજા કોઈ ધંધામાં સામટા ચાળીસહજાર રૂપિયા કોઈ માણસને મળી ગયા હોય, અથવા ચાળીસહજાર રૂપિયાની ચોરી થઈ હોય, અથવા લાંબા વખતથી ચાલતા કોઈ ઝઘડાને અન્તે ચાળીસહજાર રૂપિયા કોર્ટ મારફતથી તેણે મેળવ્યા હોય. આવાં અનુમાનો તો અનેકાનેક થઈ શકે. શરૂઆતમાં કુટુંબ ચાળીસહજારવાળા કહેવાતું. હવે ટૂંકાવીને તેમની અટક ચાળીસહજાર પડી છે. આ અટક અમદાવાદની જૈન કોમમાં જાણીતી છે.

છત્રપતિ—છત્રપતિ તો મોટા મહારાજાનો ઇલ્કાબ છે. શિવાજી મહારાજ છત્રપતિ કહેવાયા છે. પરન્તુ આ અટક બીજા વર્ગોમાં પણ નજરે ચઢે છે. અમદાવાદની બ્રહ્મક્ષત્રિય કોમમાં આ અટક મળી આવે છે. બ્રહ્મક્ષત્રિયો અસલ રાજવંશી હતા, એવો એ કોમનો દાવો છે. રાજ્યમાં અમુક અતિ ઊંચો દરજ્જો ધરાવનાર વ્યક્તિઓને જ દરબાર તરફથી છત્ર રાખવાનો પરવાનો મળતો, અને તેઓને છત્રપતિનો ઇલકાબ પણ મળતો. આવા છત્રપતિના વંશજોની આ અટક ચાલુ રહી હોય, એ બનવાજોગ છે.

બીજું અનુમાન એવું બંધાય છે કે કોઈ માણસ બહુ વધારેપડતો દાદ રાખતો હોય, અને રાજવંશી હોવાનો દાવો કરતો હોય, તે ઉપરથી લોકોએ હસવામાં તેને છત્રપતિનો ઇલકાબ એનાયત કર્યો હોય.

જોટ—ગામડામાં વાછરડું જરા મોટું થાય (બેએક વર્ષનું) એટલે તેને જોટ અથવા જોટું કહે છે. સાઠોદરા નાગર જ્ઞાતિનું એક કુટુંબ ઘણાં વર્ષો પૂર્વે ગામડેથી આવી અમદાવાદ શહેરમાં વસ્યું ત્યારે તેમનાં મોટી કાઠીનાં શરીર જોઈ લોકો તેને જોટ કહેવા લાગ્યા, અને એ રીતે તે કુટુંબની અટક જોટ પડી. તે પછી તે

કુટુંબની કેટલીક શાખાઓએ તે શબ્દને રૂપાન્તર આપી યોધ—યોદ્ધા વગેરે અટકો બનાવી. તે સર્વનું મૂળ 'જેટ' અટકમાં આવી જાય છે.

દરબાર—ખરેખરા દરબારની અટક તો દરબાર હોય એમાં નવાઈ જ નથી, પણ દરબાર ન હોય એવાની પણ આ અટક હોય છે. કદાચ દરબારને ત્યાં નોકરી કરનારને દરબાર કહેતા હોય, અથવા કોઈ દરબારના કોઈ દૂર દૂરના સગા હોય તોપણ લોકો તેની ખુશામત કરવા અથવા તેવા માણસ પાસે કામ કઢાવી લેવું હોય ત્યારે તેને દરબાર કહે છે. આ ઉપરથી કોઈ માણસે પોતાનો મોભો વધારવા ખાતર દરબાર એવી અટક જ પાડી લીધી હોય તો નવાઈ નહિ.

દંડનાયક—ગુજરાતમાં ગુજરાતી હિન્દુઓનું રાજ્ય હતું ત્યારે રાજ્યમાં દંડનાયકની પદવી બહુ મોટી મનાતી. એવા કોઈ દંડનાયકના વંશજો પોતાની ભૂતપૂર્વ કીર્તિ જાળવી રાખવા માટે એ હોદ્દાનું નામ—દંડનાયક—અટકરૂપે ચાલુ રાખે એ બનવા જેવું છે. અથવા બીજી શકયતા એવી છે કે કોઈ માણસ બહુ દમામ રાખતો હોય અને રાજ્યનો કેવોએક મોટો હોદ્દેદાર હોય એવો દોર બતાવતો હોય, તો લોકોએ મશ્કરીમાં તેને દંડનાયકનું ઉપનામ આપ્યું હોય.

દોલતજાદા—આ અટક વિશે બે શકયતાઓ સંભવે છે. કોઈ માણસ ખરેખર ખૂબ તવંગર હોઈ, તેની ધનદોલતને લીધે પ્રખ્યાત થયો હોય, તેની સંપત્તિના માનમાં લોકો તેને દોલતજાદા કહીને સંબોધતા હોય, અથવા તો કોઈ માણસ તદ્દન ગરીબ હોવા છતાં પૈસાદાર હોવાનો આડંબર રાખતો હોય તેને કટાક્ષમાં લોકો 'દોલતજાદા' કહેતા હોય. એટલે આ અટક માણસની આર્થિક દશા વર્ણવનારી ગણાય ( ચાળીસ હજારની માફક ). પછી ભલે તે પ્રામાણિકપણે અપાઈ હોય કે મશ્કરીમાં.

નવલખી—નવલાખ રૂપિયાના ધણીને નવલખા કહેવાય છે. એટલે કદાચ કોઈ ખરેખરા ધનવાનની પૂંજીની આંકણી કરી લોકોએ એને 'નવલખા'નું ઉપનામ આપ્યું હોય એમ બની શકે. ગુજરાતીમાં કેદખાના માટે એક વિચિત્ર શબ્દપ્રયોગ છે. કેદખાનાને 'નવલખી

હવેલી ' કહેવામાં આવે છે; વગરભાડાની જેલની કોટડી માટે આ પ્રયોગ વપરાયો છે. તે ઉપરથી નવલખી અટક વિશે પણ બીજી કલ્પના કરી શકાય છે. તદ્દન નિર્ધન માણસને વ્યંગમાં નવલખીનો ઇલ્કાબ મળે એ પણ સંભવિત છે. ખરેખરા લાખોપતિની આ અટક મારા જાણવામાં છે.

પાદશાહ—ગુજરાતમાંથી પાદશાહી તો સૈકાઓ થયાં ચાલી ગઈ છે, પરન્તુ આ અટકને મુસલમાની પાદશાહી સાથે કાંઈ સંબંધ હોય એવું લાગતું નથી. પરન્તુ કદાચ અસલ પાદશાહી રાજ્યમાં આ કુટુંબનો કોઈ માણસ પાદશાહની નોકરીમાં હોય, અને તે ઉપરથી તે માણસ ' પાદશાહવાળા ' તરીકે જાણીતો થયો હોય અને તે ઉપરથી પાદશાહ અટક પડી હોય એવું બની શકે. કોઈ માણસ બહુ આળસુ હોય તો એને ' આળસુ પાદશાહ ' ગુજરાતીમાં કહે છે; એટલે કદાચ એવા કોઈ માણસના ઉપનામ ઉપરથી પણ કુટુંબની અટક પાદશાહ પડી હોય. ત્રીજું અનુમાન એવું બંધાય છે કે કોઈ માણસ સ્થિતિ કરતાં વધારે દાદથી રહેતો હોય તો લોકોએ હસવામાં તે માણસનું નામ પાદશાહ પાડ્યું હોય.

બાદશાહ—જે અનુમાનો પાદશાહ અટકને પણ લાગુ પાડ્યાં છે, તે સર્વ બાદશાહ અટકને પણ લાગુ પાડી શકાય છે, તેથી તેની પુનરુક્તિ જરૂરી લાગતી નથી.

બુદ્ધદેવ—આ વિભાગમાં આ અટક બધાથી જુદી પડી આવે છે. આપણા દેશમાંથી બૌદ્ધ ધર્મને ચાલ્યા ગયાને એટલો બધો સમય થઈ ગયો છે કે બુદ્ધના કોઈ અનુયાયીની આ અટક એ ધર્મના અવશેષરૂપ રહી ગઈ હશે, એવું તો મનાતું નથી. ત્યારે આવી અટક પડી કેવી રીતે? ગુજરાતમાં ' બુદ્ધદેવ ' નામે બહુ જાણીતું થઈ ગયેલું એક નાટક હતું. તેના જમાનામાં તે ઘણું પંકાયેલું. તે નાટકમાં અભિનય કરનારની આ અટક હોઈ શકે. અથવા તે નાટક સાથે કોઈ પણ પ્રકારનો નિકટનો સંબંધ ધરાવનારની એ અટક હોય. અથવા કોઈ માણસ બહુ ત્યાગવૃત્તિવાળો હોય તે ઉપરથી તેને કોઈએ બુદ્ધદેવનું ઉપનામ આપ્યું હોય એમ પણ બને. પરન્તુ

બુદ્ધને બુદ્ધદેવ નહિ પણ સામાન્ય રીતે બુદ્ધ ભગવાન કહેવામાં આવે છે. તે ઉપરથી બુદ્ધદેવના નાટક ઉપરથી સ્ફુરેલી આ અટક હોવી જોઈએ એમ લાગે છે.

મહારાજા—બાદશાહ કે પાદશાહની માફક આ અટક પણ કાં તો કોઈ મહારાજાને ત્યાં નોકરી કરનાર મહારાજાવાળા કહેવાતા માણસની હોય, અને તેમાંથી ટૂંકમાં ' મહારાજા ' અટક બની રહી હોય; અથવા મહારાજા જેવા ઠાઠમાઠથી રહેનાર પોતાની શક્તિ અને સ્થિતિ કરતાં વધારે દમામ દેખાડનારની અટક પડી હોય.

યોધ અને યોદ્ધા—આ જ વિભાગમાં જોટ, અટકમાં આ બન્નેનો સમાવેશ થઈ જાય છે.

રાજા—રાજારામ અથવા રાજાભાઈ એવું ગુજરાતી હિન્દુઓમાં માણસનું નામ હોય છે. તેવા કોઈ જાણીતા માણસના નામ ઉપરથી આખા કુટુંબની તે અટક પડે એ સંભવિત છે. અથવા કોઈ માણસ બહુ સખી દિલનો હોય તો એની ઉદારતા ઉપર વારી જઈ લોકોએ એને રાજાનો ઇલ્કાબ આપ્યો હોય એવું પણ શક્ય છે. અથવા રાજા જેવો રોફ રાખનારને પણ રાજા કહેવામાં આવે, અને તે ઉપરથી પણ આ અટક પડી ગઈ હોય.

લખપતિ—નવલખીના જેવી જ આ અટક પણ છે. ખરેખરા લખપતિના પૈસાની આંકણી કાઢી લોકોએ એને લખપતિ કહ્યો હોય એ સંભવિત છે; તે જ મુજબ તદ્દન ગરીબ હોવા છતાં પૈસાદાર હોવાનો ડોળ કરે તો તેને લોકો મશ્કરીમાં લખપતિ કહે એ પણ સંભવિત છે. પરન્તુ ખરેખરા લાખોપતિની આ અટક સાંભળેલી છે. કચ્છમાં લખપત નામનું ગામ છે તે ઉપરથી પણ આ અટક પડી હોય, એવો સંભવ છે.

લાખિયા—ધંધાદારી અટકોમાં પણ લાખિયા અટકનો સમાવેશ કર્યો છે. તે સ્થળે લાખના વેપારી તરીકે તે અટક મુકાઈ છે. તે ઉપરાંત જેની પાસેની પૂંજીની ગણતરી લાખ રૂપિયાથી થતી હોય તેની અટક પણ લાખિયા હોય. અથવા કશું ન હોવા છતાં લાખોપતિ હોવાનો દેખાવ કરનારની પણ આ અટક હોય.

લાલા—સૂરતના વતનીઓ સુરતીલાલા કહેવાય છે. તે ઉપરથી જે કોઈ લહેરી સ્વભાવનો માણુસ હોય તેને લાલા કહે છે.

સતિયા—કોઈ માણુસ બહુ સદાચારી હોવાનો દાવો કરતો હોય તેને સતિયાનું ઉપનામ લોકો તરફથી મળ્યું હોય; અથવા કોઈ માણુસ એવો હોવાનો ડોળ કરતો હોય તેની પણ આ અટક પડી ગઈ હોય.

સત્યવાદી—ખરેખરા સત્યવાદી પુરુષના આ સદ્‌ગુણથી પ્રસન્ન થઈ લોકોએ તેને આવું શુભ વિશેષણ આપ્યું હોય એવું બને. અથવા તેથી ઊલટું જ, માણુસ બિલકુલ સત્યભાષી ન હોવાથી લોકોએ વ્યંગમાં તેને સત્યવાદીનું ઉપનામ આપ્યું હોય.

સવૈ—સવાયા ( બાપ કરતાં દીકરો સવાયો નીકળ્યો હોય તો તે સવૈ કહેવાય છે.)

સાહેબા—સામાન્ય ગુજરાતીમાં જેને આપણે 'ફૂલફટાક' કહીએ એવા માણુસ માટે સાહેબા શબ્દ વપરાયો હોય એવું લાગે છે. સાહેબ જેવો દોર રાખનાર અને એવાં કપડાં વગેરે પહેરનાર કોઈ ફાંકડા માણસને લોકોએ સાહેબાના નામથી ઓળખવા માંડેલો, અને તે ઉપરથી તે જ તે કુટુંબની અટક બની ગઈ હશે, એવું લાગે છે.

## ધાર્મિક ક્રિયાને લગતી અટકો

આ અટકો માટે ખાસ જુદો વિભાગ પાડવાની જરૂર બે કારણોથી પડી છે: એક તો એ કે બ્રાહ્મણોની અટકો ( આ વિભાગમાં મૂકી છે તે ) હિન્દુ ધર્મની ક્રિયા-વિધિઓને લગતી હોવાથી એકસામટી જૂથમાં તેને લઈ લેવાથી સરળતા રહે. બીજું આ અટકો બહુ મોટી સંખ્યામાં હસ્તી ધરાવે છે, તેથી તેમને ખાસ વિભાગમાં લીધી છે. બીજી કોઈ નાત અથવા કોમની આટલી મોટી સંખ્યામાં અટકો મળતી નથી, તેથી આ અટકો માફક બીજે સ્થળે નાતજાતને ધોરણે વિભાગ પાડ્યા નથી. ( માત્ર રજપૂત અટકોનો એવો વિભાગ રાખ્યો છે. ) વળી આ યાદી ઉપરાંત બ્રાહ્મણોની બીજી અટકો હોતી નથી, એમ કોઈ રખે માને. ગામનાં નામ ઉપરથી, ધંધા ઉપરથી, કટાક્ષમાં પડેલી વગેરે દરેક જાતની અટકો બ્રાહ્મણોની હોય છે જ. પરન્તુ આ વિભાગમાં જે અટકો આપી છે, તે ઘણી-

ખરી બ્રાહ્મણો સિવાય બીજા કોઈની હોતી જ નથી. આ અટકો ઉપરથી માણસની નાત તરત પરખાઈ જાય છે ( જેવી રીતે 'શાહ' અટકથી વણિકજાતિ પરખાઈ આવે છે તેમ ).

ધાર્મિક ક્રિયાઓ કરવાકરાવવાનો ઇજારો આપણા દેશમાં પરાપૂર્વથી બ્રાહ્મણોએ જ પોતાને માટે રાખેલો છે ( અથવા કદાચ જે એવી ક્રિયાઓ કરતા કે કરાવી શકતા તે જ બ્રાહ્મણ કહેવાતા, એમ પણ હોઈ શકે ). આ કારણને લીધે ધાર્મિક ક્રિયાઓ કે વિધિઓ કરનાર અથવા કરાવનારની સર્વ અટકો અત્યારે પણ બ્રાહ્મણ જ્ઞાતિઓમાં જ જોવામાં આવે છે. આ યાદીમાં કેટલીક અટકો એવી છે કે જે ખરું જોતાં 'ધાર્મિક' વિભાગમાં ન આવી શકે, પણ તેવી અટકોની સંખ્યા ઘણી થોડી છે, તેમ જ આ વિભાગ સાથે તે અટકોને સીધો નહિ તો આડકતરો સંબંધ તો છે જ, તેથી તેવી અટકોને આ વિભાગમાં સમાવી દીધી છે. સંસ્કૃત ભાષા ન જાણનારને આ અટકોના અર્થનો ઝીણવટભર્યો તફાવત ખબર ન હોય એમ માની તે દરેકનો અર્થ ટૂંકમાં આપ્યો છે.

આવી અટકોની યાદી નીચે આપી છે.

| | | | |
|---|---|---|---|
| અખ્યારુ | જ્ઞાની | પંડિત | યાજ્ઞિક |
| અધ્વર્યુ | તરવાડી | પાઠક | યોગી |
| આચાર્ય | તેવારી | પાધ્યે | રાજગુરુ |
| આવસત્થી | ત્રિવેદી | પાંડે | રાજગોર |
| ઉપાધ્યાય | ત્રિપાઠી | પુરોહિત | વેદ |
| ઉપાસની | દવે | પૂજારા | વેરાગી |
| ગોર | દીક્ષિત | પૂજારી | વૈષ્ણવ |
| ગોરજી | દેવાશ્રયી | ભગત | વ્યાસ |
| ગોરવાળા | દેરાસરી | ભટ્ટ | શવ |
| ગ્યાની | દ્વિવેદી | ભૃગુશાસ્ત્રી | શિવ |
| ચતુર્વેદી | ધ્યાની | મશર | શાસ્ત્રી |
| જાની | પંડ્યા | મહન્ત | સેવક |

**અખ્યારુ**—સંસ્કૃતમાં અધ્વર્યુ શબ્દ છે, તે ઉપરથી સામાન્ય લોકોને તે શબ્દનો ઉચ્ચાર અઘરો લાગવાથી અખ્યારુ શબ્દ બન્યો.

પારસી કોમમાં જે ધાર્મિક ક્રિયાઓ કરાવનારા દસ્તૂરો હોય છે, તેમને અંધ્યારુ કહે છે. તે શબ્દ પણ અધ્વર્યુ ઉપરથી જ આવેલો છે.

અધ્વર્યુ—ચાર વેદોમાંથી જે યજુર્વેદ જાણનારો ઋત્વિજ હોય તેને અધ્વર્યુ કહેવામાં આવતો. અત્યારે જે બ્રાહ્મણો અધ્વર્યુની અટક ધરાવે છે, તેમને યજુર્વેદ અથવા બીજા કોઈ પણ વેદ વિશે કશું જ્ઞાન હોતું નથી. તેમના દૂરના પૂર્વજો યજુર્વેદના અધ્વર્યુ હશે એટલું જ.

આચાર્ય— આચાર્ય શબ્દમાં કોઈ ધાર્મિક ધ્વનિ રહેલો નથી. કોઈ પણ પ્રકારના (મુખ્ય) શિક્ષકને આચાર્ય કહી શકાય. સર્વ શિક્ષણ ભેગું ધાર્મિક શિક્ષણ પણ આવી જતું, અને તેવા શિક્ષણ આપનાર અસલના વખતમાં આચાર્ય કહેવાતા. એ અસલી આચાર્યના વંશજોને આ અટક વળગી રહેલી છે:

આવસત્થી—'આવસત્થ્ય' અગ્નિના ઉપાસકને આવસત્થી કહેવામાં આવ્યા છે. આ સંબંધી ટૂંકી પણ ઉપયોગી માહિતી તે કુટુંબ તરફથી મળી છે તે અત્રે ઉતારી છે:

"વંશપરંપરાથી અમારા કુટુંબમાં 'આવસત્થ્ય' અગ્નિનો હોમ નિરંતર થતો આવે છે. અગ્નિહોત્ર, આવસત્થ્ય, અને ગાર્હપત્ય–એ ત્રણ પ્રકારના અગ્નિહોત્રના વિધિ હોય છે. 'અગ્નિહોત્ર'માં પાંચ જુદા જુદા ચણતર કરેલા કુંડ હોય છે, અને અગ્નિહોત્રનો વિધિ રોજ વારાફરતી જુદાજુદા કુંડમાં કરાય છે. 'આવસત્થ્ય' અગ્નિનું જેમણે આધાન લીધું હોય છે તેમને એક જ ચણેલો કુંડ હોય અને તેમાં દરરોજ હોમ થાય છે. આ બન્ને પ્રકારના અગ્નિને અખંડ ભારીને સાચવી રાખવામાં આવે છે. ( ત્રીજો પ્રકાર ગાર્હપત્ય અગ્નિનો છે, તે અગ્નિ સાચવવો પડતો નથી, કેમકે તે વિધિ દરરોજ રસોઈ માટે ચૂલો જગવે તેમાંથી જ અંગારા ત્રાંબાના નાના કુંડમાં લઈને તેમાં દરરોજ આહૂતિઓ અપાય છે, અને તેનો પૂજનવિધિ પણ ઘણો ટૂંકો હોય છે. ) ઉપર કહ્યા પ્રમાણે 'આવસત્થ્ય' અગ્નિની ઉપાસના અમારા કુટુંબમાં વંશપરંપરાથી પેઢીઉતાર ચાલી આવેલી હોવાથી અમારી અટક 'આવસત્થી' છે, અને તેનો અર્થ 'આવસત્થ્ય' અગ્નિના ઉપાસક એમ થાય છે."

ઉપાધ્યાય–ધર્મના ગુરુને સંસ્કૃતમાં ઉપાધ્યાય કહે છે. આજના જમાનામાં આ અટક જૂના ધર્મગુરુઓનાં વંશજોને વારસામાં મળેલી છે.

ઉપાસની–ઉપાસના એટલે સેવા કે મનન કરનારની આ મૂળ અટક હોવી જોઈએ.

ગોર—સંસ્કૃત શબ્દ ગુરુ છે; તે ઉપરથી ગુજરાતીમાં ગોર શબ્દ આવ્યો છે. પરન્તુ સંસ્કૃત ભાષામાં મૂળ ગુરુ શબ્દનો જે અર્થ છે, તેના કરતાં ગુજરાતીમાં ગોર શબ્દનો અર્થ બદલાઈ ગયો છે. ગુરુ તો વિદ્યા આપનારા હતા, ગોર તો હિન્દુઓમાં લગ્નમરણાદિ દરેક શુભાશુભ પ્રસંગોએ ધાર્મિક ક્રિયા કરાવે છે. ગોરની હાજરી વગર એવાં કાર્યો ઉકેલી શકાતાં નથી, કારણ કે તેના સિવાય ધાર્મિક ક્રિયા કરવાનો બીજા કોઈનો અધિકાર નથી. આને લીધે હિન્દુ-સમાજમાં ગોરનું સ્થાન બહુ મહત્ત્વનું છે. હિન્દુઓમાં દરેક કુળ અથવા કુટુંબોના ગોર બાંધેલા (નક્કી કરેલા) હોય છે—અને તે ગોરપદું વંશપરંપરા ચાલુ રહે છે.

ગોરજી—ગોર અટક માટે આપેલી સમજૂતી ગોરજી માટે પણ ચાલે તેમ હોવાથી તે ફરીવાર લખી નથી. જી પ્રત્યય માનદર્શક છે.

ગોરવાળા—ગોરના કુટુંબનો નિર્દેશ કરવા માટે ગોરવાળા શબ્દ વપરાવાથી કુટુંબની અટક ગોરવાળા પડી ગયેલી છે.

ગ્યાની—જ્ઞાન શબ્દને હિન્દી ભાષામાં ગ્યાન કહે છે. તે જ પ્રમાણે જ્ઞાનવાળા જ્ઞાની પુરુષને ગ્યાની કહે છે.

ચતુર્વેદી—ચતુર્વેદી બ્રાહ્મણોની એક નાત હોય છે. ઋક્, યજુર્, અથર્વ અને સામ એ ચારે વેદોનો જેનો અભ્યાસ હોય, તેવા જ્ઞાન-વાળા બ્રાહ્મણો અસલ ચતુર્વેદી કહેવાતા. હવે તો આ માત્ર નાતનું નામ અને વ્યક્તિઓની અટકમાં જ રહ્યું છે.

જાની—જ્ઞાની–મૂળ યાજ્ઞિક અટક ઉપરથી ગુજરાતીમાં જાની શબ્દ બન્યો છે. આ જાની અટકને વધારે સંસ્કૃતમય બનાવવા કેટ-લાંક કુટુંબોએ તે અટક બદલીને જ્ઞાની–ગ્યાની લખવા માંડ્યું, અને એ રીતે તે અટકનો અર્થ પણ તદ્દન બદલાઈ ગયો છે.

તરવાડી—ત્રિવેદી શબ્દનું આ રૂપાન્તર છે. ત્રણ વેદનો જે

બ્રાહ્મણો અભ્યાસ કરતા તે ત્રિવેદી કહેવાતા. ગુજરાતી હિન્દુઓમાં ત્રિવેદી અટક મોટી સંખ્યામાં મળી આવે છે; પરન્તુ તેથી અત્યારના ગુજરાતમાં ત્રણ વેદના અભ્યાસી ઘણા છે, એમ માનવાનું નથી. વેદાભ્યાસ સમૂળગો ન હોય એવા પણ ત્રિવેદીઓ આ જમાનામાં જોઈએ તેટલા છે; પરન્તુ તેમના દૂરના પૂર્વજો સાચા ત્રિવેદી હોવા જોઈએ.

તેવારી અને તેવારી—તરવાડીની માફક આ પણ ત્રિવેદી શબ્દનું અન્ય રૂપાન્તર જ છે.

ત્રિવેદી—તરવાડી અને ત્રિવેદીની સમજૂતી એક જ હોવાથી આ અટક માટે કશું વધારે લખવાનું નથી. આ અટક બ્રાહ્મણોમાં જ હોય છે.

ત્રિપાઠી—સંસ્કૃતમાં ત્રિપાઠિન્ શબ્દ છે. ત્રણ પાઠને જાણનાર તેને સંસ્કૃતમાં ત્રિપાઠી કહેવાય છે. पद क्रम અને घन ( પદ, ક્રમ અને ઘન ) એવા વેદ મંત્રોના ત્રણ પાઠ હોય છે. અત્યારે તો અસલના વખતના ત્રિપાઠીઓ તરફથી વારસામાં મળેલી અટક ચાલી આવે છે.

દવે—બે વેદના જાણનારને દવે કહે છે. દવે શબ્દ દ્વિવેદી શબ્દ ઉપરથી ગુજરાતીમાં આવ્યો છે. આ અટક પણ બ્રાહ્મણોમાં જ હોય છે.

દીક્ષિત—દીક્ષિત શબ્દના સંસ્કૃત ભાષામાં એકથી વધારે અર્થ થાય છે:

૧. જેણે સોમયજ્ઞ કર્યો હોય તે દીક્ષિત કહેવાતા.

૨. હોમવ્રત વગેરે આરંભેલા કર્મની સમાપ્તિ સુધી જેણે તેના નિયમોનો સ્વીકાર કરેલો હોય તે માણસ પણ દીક્ષિત કહેવાતો.

૩. જે માણસને દીક્ષા મળી હોય તે માણસ દીક્ષિત કહેવાતો. આ છેલ્લા અર્થમાં આ શબ્દ સૌથી જાણીતો છે. નાગરો તથા બ્રાહ્મણોમાં આ અટક હયાત છે.

દેવાશ્રયી—દેવાશ્રયમાં વસનારની આ મૂળ અટક હતી.

દેરાસરી—દેરાસરમાં રહેનારને દેરાસરી કહેવાય છે.

દ્વિવેદી—બે વેદ જાણનાર બ્રાહ્મણ અસલ દ્વિવેદી કહેવાતા. ગુજરાત કરતાં કાઠિયાવાડ તરફ આ શબ્દ વધારે પ્રચલિત છે. તળ

ગુજરાતમાં હવે અટક વધારે નજરે ચઢે છે. આજના ગુજરા બ્રાહ્મણોમાં દવે ( અથવા દ્વિવેદી ) ઘણી સંખ્યામાં મળી આવે છે

ધ્યાની—ઈશ્વરનું ધ્યાન-ચિન્તન કરવામાં મગ્ન રહેનારને ધ્યાન કહેવાય. કોઈ સાચા ધ્યાની પૂર્વજને આવું ઉપનામ મળ્યું હશે, ઉપરથી તેના વંશજોએ તે પોતાની અટક તરીકે અપનાવી લીધું હ

પંચોળી—પંચોળી ગામ ઉપરથી અટક પડી હોય એવી એ માન્યતા છે. બીજું—બ્રાહ્મણના પાંચ કુળમાં જે સૌથી મુખ્ય પંચોળી કહેવાય, એવી માહિતી શ્રી. પ્રાણગોવિન્દ રાજારામ કૃ **'उदीच्यप्रकाश'** નામના પુસ્તકમાંથી મળી આવે છે. પંચોળી અટક બિ બ્રાહ્મણ જ્ઞાતિઓમાં પણ છે.

પંડયા—પંડિત, પંડત, પંડ્યા વગેરે બધાનો મૂળ અર્થ એક એટલે કે વિદ્વાન એવો થાય છે. અત્યારે ગોરના અર્થમાં ઘણું કરી પંડ્યા શબ્દ વપરાય છે.

પંડિત—કોઈ પણ પ્રકારના વિદ્વાન માણસને પંડિત કહી શકા પરન્તુ જૂના વખતમાં ખાસ કરીને વેદના અભ્યાસમાં જે બહુ બુદ્ધિશા હોય તેવા માણસને પંડિત કહેતા. કાશ્મીર બાજુ દરેક બ્રાહ્મણ પંડિત કહેવામાં આવે છે, અને પંડિત એટલે બ્રાહ્મણ એવો જ અ રૂઢ થઈ ગયો છે.

પાઠક—ભણાવનાર અથવા અધ્યયન કરાવનારને સંસ્કૃતમાં પા કહે છે. તે ઉપરાંત પુરાણ વાંચનાર પણ પાઠક કહેવાતા.

પાધ્યે—ઉપાધ્યાય શબ્દ ઉપરથી પાધ્યે શબ્દ બન્યો છે અ તેથી તેનો અર્થ ધર્મના ગુરુ એવો જ થાય છે.

પુરોહિત—ધાર્મિક વિધિ કરાવનાર પુરોહિત કહેવાતા. અત્ પણ એ જ અર્થમાં પુરોહિત અથવા ગોર શબ્દ વપરાય છે. પર ઘણા પુરોહિત અટક ધારણ કરનારાઓએ પુરોહિતપદ કાંઈ પેઢીઓ છોડી દીધા છતાં અટક એની એ જ જાળવી રાખી છે.

પૂજારા—મંદિરમાં પૂજા કરવાનું કામ જેને સોંપાયું હોય તે પૂજારા કહે છે. ( લોહાણામાં આ અટક છે. )

પૂજારી—મંદિરમાં દેવની પૂજા કરનાર માણસને પૂજારી કહે

ભગત—આ અટક દરેક હિન્દુ જ્ઞાતિમાં હોય છે. ઈશ્વરની ભક્તિ કરવાનો સૌ કોઈને હક હોવાથી ભગત ( એટલે ભક્ત ) કહેવડાવવાનો હક પણ દરેક હિન્દુને મળેલો છે. બ્રાહ્મણ, વાણિયા, અને પાટીદાર, તેમ જ સુતાર, કડિયા તથા હરિજન જ્ઞાતિઓમાં પણ ભગત અટક આજે મોજૂદ છે. જે માણસ ભજન કરતો હોય તેને સામાન્ય રીતે ભગતનું ઉપનામ અપાય છે.

ભટ્ટ—સંસ્કૃતમાં **भट** અને **भट्ट** એવા બે જુદા શબ્દો છે. આમાંથી **भट** નો અર્થ યોદ્ધો અથવા શૂરવીર એવો થાય છે; પણ આ અટક બ્રાહ્મણોમાં જ હોવાથી બીજો શબ્દ—**भट्ट**—વધારે બંધબેસતો લાગે છે. તે શબ્દનો અર્થ સંસ્કૃતમાં પંડિત અથવા વેદ જાણનાર બ્રાહ્મણ એવો થાય છે.

ભૃગુશાસ્ત્રી—ભૃગુસંહિતા ઉપરથી જોશ કહેનાર, અથવા વાંચી સમજાવનાર, અથવા ભૃગુવંશનો કોઈ શાસ્ત્રી.

મહન્ત—આ અટક ઘણુંખરું બાવા લોકોમાં હોય છે. સન્ત મહન્ત શબ્દપ્રયોગ ગુજરાતી ભાષામાં જાણીતો છે.

મશર—સંસ્કૃત મિશ્ર શબ્દ છે. ઉત્તર હિન્દુસ્તાનમાં હજી મિશ્ર શબ્દ અટક તરીકે વપરાય છે. મશર અટક આ મિશ્ર શબ્દ ઉપરથી જ થયેલી છે. આ શબ્દ કોઈ પણ શબ્દને અન્તે મૂકવાથી તે શબ્દ શ્રેષ્ઠાર્થવાચક બને છે. દાખલા તરીકે—મંડનમિશ્ર, આર્યમિશ્ર, વગેરે. મશર અટક ધારણ કરનાર કુટુંબ યુક્ત પ્રાન્તોમાંથી ગુજરાતમાં આવ્યું હોય એમ અનુમાન થાય છે. આ મિશ્ર અટક વિશે જાણીતા કવિ ઇકબાલે એવી શોધ કરી હતી કે આ મિશ્ર—મૂળ મિસર દેશમાંથી આવેલા હશે. પરન્તુ આ માન્યતા માટે કશા પુરાવા મળતા નથી.

યાજ્ઞિક—આ શબ્દનો મૂળ અર્થ યજ્ઞ કરનાર બ્રાહ્મણ, એવો થાય છે. (જોકે આ જ શબ્દના સંસ્કૃતમાં બીજા પાંચેક અર્થ થાય છે, પણ તે સાથે આ નિબંધને કાંઈ લેવાદેવા નથી.) યાજ્ઞિક અટક બ્રાહ્મણોમાં જ આજે પણ જોવામાં આવે છે.

યોગી—યોગ સાધનાર માણસોને યોગી કહે છે. આ જમાનામાં પણ યોગ સાધનારા ઘણા લોકો હોય છે. કોઈના પૂર્વજ મોટા યોગી

થઈ ગયા હોય તો તે ઉપરથી તે કુટુંબ યોગીને નામે જાણીતું થઈ જાય એ સ્વાભાવિક છે.

રાજગુરુ—રાજગોર. કોઈ પણ રાજ્યની અંદર રાજાના ગુરુનું એટલે ગોરનું કામ કરનારાનો આ ઇલ્કાબ છે. રાજગુરુને બદલે રાજગર શબ્દ પણ તે જ અર્થમાં વપરાય છે.

વ્યાસ—પુરાણો શીખવનારને વ્યાસ કહેવાય છે. આ અટક પણ બ્રાહ્મણો સિવાય ઇતર જ્ઞાતિમાં હોતી નથી.

વેદ—વેદ જાણનારની આ અટક હશે એમ અનુમાન થાય છે.

વેરાગી—સંસારની માયા ઉપરથી જેનું મન ઊઠી ગયું હોય તે વેરાગી કહેવાય છે. કુટુંબમાં કોઈ વડવા વૈરાગ્યવૃત્તિવાળા હોઈ વેરાગી બની ગયેલા, તે ઉપરથી કુટુંબ વેરાગીને નામે જાણીતું થયું.

વૈષ્ણવ—વિષ્ણુના ભક્તોને વૈષ્ણવ કહે છે. આ અટક દરેક જ્ઞાતિમાં હોય છે. કોઈ ખાસ જાણીતા વૈષ્ણવ થઈ ગયા હોય, તેમના ઉપરથી કુટુંબ આ નામે ઓળખાય છે.

શવ—શિવના ભક્તને શવનું ઉપનામ મળ્યાથી આ અટક પડી હોવાનું મનાય છે. (જોકે શવ શબ્દનો અર્થ મુડદું થાય છે. તે જ શબ્દનો બીજો અર્થ પાણી પણ થાય છે.) પરન્તુ શિવ શબ્દને ગુજરાતી વાણીએ શવ બનાવ્યો એ તો જાણીતી વાત છે. ગુર્જરોની ભ્રષ્ટ વાણી માટે નીચેની કહેવત જાણીતી છે:

> गुर्जराणां गिरा भ्रष्टा शिवोऽपि शवतां गतः ।
> तुलसी तलसी जाता मुकुन्दोऽपि मकन्दताम् ॥

શાસ્ત્રી—આ અટક બ્રાહ્મણોમાં જ હોય છે, કારણ કે અસલ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો હક માત્ર બ્રાહ્મણોનો જ હતો.

શ્રોત્રી-શ્રોત્રીય—વેદના અભ્યાસી બ્રાહ્મણને સંસ્કૃત ભાષામાં શ્રોત્રીય કહે છે. શ્રોત્રી શબ્દનો પણ એ જ અર્થ થાય, પરન્તુ શ્રોત્રી એ સાચો સંસ્કૃત શબ્દ નથી.

સંઘવી—સંઘને વહનારો એટલે સંઘનો નેતા-મુખ્ય માણસ તે સંઘવી કહેવાય છે. જાત્રાના સંઘ કાઢનારની આ ઉપાધિ છે અને તે અટકમાં પરિણમી છે. કોઈના વડવાએ મોટો સંઘ કાઢ્યો

હોય તો પછી ઘણી પેઢીઓ સુધી કુટુંબ સંઘવીને નામે ઓળખાય છે.

સ્માર્ત—સંસ્કૃતમાં સ્મૃતિના અભ્યાસીને સ્માર્ત કહેવાય છે. અસલ સ્મૃતિના જાણકાર કોઈ કુટુંબની આ અટક હશે અને હવે તે જ્ઞાન જતું રહેવા છતાં અટક ચાલુ રહી ગઈ છે.

સ્વામિનારાયણ—વૈષ્ણવ ધર્મના એક પંથરૂપ સ્વામિનારાયણ-ધર્મ છે. તે ધર્મના કોઈ ચુસ્ત પાલકની આ અટક બની છે.

હરિભક્તિ—ભગત કે ભક્ત અટકની માફક કોઈ હરિ એટલે ઈશ્વરની ભક્તિમાં તલ્લીન રહેનારને મૂળ આવું ઉપનામ મળેલું, અને તે ઉપરથી કુટુંબ આખું એ જ નામે ઓળખાવા લાગ્યું, અને એ રીતે તે કુટુંબની અટક બની ગઈ.

## જનાવર અથવા જીવજંતુ ઉપરથી પડેલી અટકો

ગુજરાતી હિન્દુઓની બીજી બધી અટકો કરતાં આ અટકો પોતાની વિચિત્રતાને લીધે જુદી પડી આવે છે. આ અટકોની સંખ્યા ઘણી થોડી છે, અને તળ ગુજરાત કરતાં કાઠિયાવાડમાંથી આવી અટકો વધારે મળી આવે છે. આ પ્રકારની અટકોની ઉત્પત્તિ વિશે ઘણા મતભેદને સ્થાન રહે છે; અને આવી અટકોની ઉત્પત્તિ વિશે હજી આખરી નિર્ણય થઈ શકયો નથી. અનેક જાતનાં જે અનુમાનો બંધાય છે, તે સર્વ અત્ર એકપછી એક ટાંકયાં છે.

ઘણા પ્રાચીન કાળમાં જ્યારે મનુષ્યો જુદીજુદી ટોળીઓ-(Tribes)માં રહેતા હતા, ત્યારે દરેક ટોળી પોતાને ઓળખાવવા માટે એકાદ પક્ષી કે જનાવરનું ચિહ્ન રાખતી, જેને અંગ્રેજીમાં ટોટેમ કહે છે. આ ચિહ્નને આધારે અથવા આ ચિહ્નની નિશાની વડે તે ટોળીનો દરેક માણસ ઓળખાતો. આ રીતે તે ચિહ્ન તે ટોળીની એક પ્રકારની અટક જેવું જ બની રહેતું.

'એન્સાઈકલોપીડિયા ઓફ સોશિયલ સાયન્સીસ ( Encyclopaedia of Social Sciences ) નામના પુસ્તકમાં આવા જનાવર કે પક્ષીના ચિહ્ન વિશે ઉલ્લેખ કરતાં લખેલું છે તેનું જ અહીં ભાષાન્તર રજૂ કર્યું છેઃ—

## ટોટેમિઝમ * ( Totemism )

"ઘણી અસંસ્કૃત માનવજાતની ટોળીઓમાં જનાવર, છોડવા અથવા બીજી કોઈ પ્રાકૃતિક વસ્તુના નામ ઉપરથી નામ પાડવાનો રિવાજ છે; તે પ્રકારે ટોળીઓના વિભાગ પાડેલા હોય છે. અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયાના અમુક અસંસ્કૃત લોકોમાં આ રિવાજ અત્યારે પણ ચાલુ છે."

આ ઉપરથી એક અનુમાન એવું બંધાય છે કે જનાવરનાં, જંતુ-પંખીનાં નામ ઉપરથી પડેલી એ અટકો છેક એટલા પુરાતનકાળની હોવી જોઈએ. આ અનુમાનની સામે બે દલીલો થઈ શકે તેમ છે: પ્રથમ તો એ કે જો ટોટેમ ઉપરથી આ અટકો આવી હોય તો ઘોડા, વાઘ, હાથી વગેરે અટકો માટે તે શક્ય છે, પરન્તુ કીડી, મચ્છર, માંકડ, મંકોડી વગેરે નામો કોઈ અસંસ્કૃત ટોળીના ટોટેમ તરીકે પણ પસંદ થાય, એ સંભવિત નથી લાગતું, કારણ કે દરેક ટોળી સામાન્ય રીતે એવું ચિહ્ન પસંદ કરે કે જેની માટી કે પથ્થર અથવા લાકડાની અનુકૃતિ બની શકે. આવી અનુકૃતિ તેમની ટોળીના રહેઠાણને મોખરે થાંભલા ઉપર લગાડવામાં આવતી, જેથી બીજી ટોળીઓ આ ટોળીને સહેલાઈથી ઓળખી શકે. આ દલીલને આધારે આપણી ગુજરાતી અટકો એ મૂળમાંથી આવી હોય, એ વાત માનવા જેવી લાગતી નથી.

બીજું, ગુજરાતી અટકોનો ઇતિહાસ તપાસતાં જણાઈ આવે છે, કે દર પાંચસાત અને બહુ થાય તો દશ પેઢીથી વધારે આપણી અટકોનું આયુષ લંબાતું નથી. નવો ધંધો ગ્રહણ કરતાં, સ્થળાન્તર કરતાં, જૂની અટકના અણગમાથી, નવી અટકના શોખથી, વગેરે અનેકાનેક કારણોથી અટકો થોડેઘણે દાયકે બદલાઈ જાય છે. તો પછી ટોટેમ ઉપરથી પડેલી એટલી બધી પુરાણી અટકો બદલાયા વગર ચાલી આવેલી, આજ સુધી મોજૂદ રહે, એ પણ માનવામાં આવે એવું લાગતું નથી.

બાકી આપણા જૂના સંસ્કૃત ગ્રંથોમાં:

**मांडूक्य** ( દેડકા ઉપરથી )

तैत्तिरीय ( તેતર પક્ષી ઉપરથી )

---

***Encyclopaedia of Social Sciences: Totemism.**

વગેરે શાખાઓનાં નામો મળી આવે છે. તે પ્રમાણે વાઘ, ઘોડા હાથી વગેરે અટકોનાં મૂળ શોધી શકાય. પરન્તુ આપણી ગુજરાતી અટકો, એટલા બધા પુરાતન કાળથી ચાલી આવી હોય, એવું માનવાના કશા પુરાવા આપણી પાસે છે નહિ.

તો પછી આ વિચિત્ર અટકો આવી ક્યાંથી ? આપણે ઘણીવાર જોઈએ છીએ કે કેટલાક મનુષ્યોના ચહેરા અમુક જનાવરોને આબાદ મળતા આવે છે. જરાક કલ્પનાશક્તિ વાપરીએ તો સમાજમાં ચોપાસ ઉંદર, ઘેટાં, શિયાળ, ઘોડા, બિલાડી, કૂતરા વગેરે જાનવરોની સાથે બહુ સામ્ય ધરાવતા ચહેરાઓ મળી આવે છે. આ વિભાગમાં જે અટકો આપી છે, તેમાંની કેટલીક કદાચ એ રીતે પણ ઉત્પન્ન થઈ હોય એ સંભવિત છે.

આ વિભાગમાંની કેટલીક અટકો જોતાં એમ લાગે છે કે કદાચ નાતીલાઓ અને વેવાઈઓ વગેરેએ તે મશ્કરીમાં પણ પાડેલી હોઈ શકે. આ પ્રકારની અટકો ધારણ કરનાર વ્યક્તિઓમાંથી બને તેટલાંને જાતે પૂછવામાં આવ્યું છે; પરન્તુ ઘણી જગ્યાએ એ કુટુંબને પોતાને જ એ અટક વિશે ઘણી થોડી માહિતી છે અને જે છે તે વિશે કશા પુરાવા નથી—માત્ર અનુમાન જ બાંધેલાં છે; એટલે એ દિશામાંથી આ સંશોધનમાં ઝાઝી મદદ મળતી નથી.

જનાવર કે પક્ષીઓનાં નામ ઉપરથી પડેલી અટક સંબંધી મારો પોતાનો એવો અભિપ્રાય છે કે આ દરેક અટક એકબીજાથી સ્વતંત્ર રીતે પડેલી છે, અને તેમની દરેકની ઉત્પત્તિ પણ નિરાળી રીતે થયેલી હોવી જોઈએ. દાખલા તરીકે, વાઘ અને હાથી એવી બે અટકો ગુજરાતી હિન્દુઓમાં છે; પણ તે બન્ને અટકો પડવાનાં કારણો તદ્દન જુદાં છે. તે જ પ્રમાણે માંકડ અને મચ્છર એ બે અટકો પહેલી નજરે જોતાં હાથી અને વાઘની માફક સરખી જણાય છે, પણ આ બન્ને અટકો પણ એકબીજા સાથેના કાંઈ સંબંધ વગર સ્વતંત્ર રીતે જ પડેલી હશે, એવો મારો મત છે.

જનાવર અથવા પક્ષી કે જીવજન્તુ ઉપરથી પડેલી અટકો નીચેની સંખ્યામાં મળી આવી છે:—

૧. કીડી
૨. ઘોડા
૩. ચકલી
૪. તિતોડી
૫. પોપટ
૬. બકરી
૭. મચ્છર
૮. મંકોડી
૯. માંકડ
૧૦. વાઘ
૧૧. હાથી

આ અગિયાર અટકોને ક્રમવાર હાથમાં લઈ તેની ઉત્પત્તિ વગેરે વિશે ટૂંક ચર્ચા નીચે કરી છે:

કીડી—કીડી જેમ જંતુઓમાં બહુ ઝીણી છે, તેમ મનુષ્યમાં કોઈ બહુ ઝીણા અથવા નાના કદના માણસને આસપાસના લોકોએ 'કીડી'નું ઉપનામ આપ્યું હોય, એ સંભવિત છે. જો 'ટોટેમ્સ' ઉપરથી આ અટકો પડી છે એ માન્યતા સ્વીકારીએ, તોપણ કીડી જેવા ઝીણા જંતુને કોઈ ટોળી પોતાના ચિહ્નનું સ્થાન આપે, તે મનાય એવું નથી. એટલું ઝીણું ચિહ્ન ચીતરવું, અથવા તેની પ્રતિમા બનાવવી વગેરે પણ તે જમાના માટે તો અશક્ય જેવું જ ગણાય.

ઘોડા—આ અટક કાઠિયાવાડની નાગરજ્ઞાતિમાં હયાતી ધરાવે છે. તેની ઉત્પત્તિ માટે જાતજાતનાં અનુમાનો બંધાયેલાં છે. આપણે અત્રે તે સર્વે રજૂ કરીશું. કાઠિયાવાડમાં એક ઘોડાદ્રા નામનું ગામ છે, તેના વતનીઓની અટક ઘોડા (જેનો કાઠિયાવાડી ઉચ્ચાર–ઘોડા થાય છે) પડી હોય એમ બની શકે. આ ઉપરાન્ત કાઠિયાવાડમાં એક નહિ પણ વધારે સ્થળો ઉપર ઘોડાસર નામનાં તળાવ છે, એક સ્થળે તે જ એટલે ઘોડાસર નામનું ગામ પણ છે. હવે તે તળાવની અથવા તે ગામની આસપાસથી આવેલા માણસોની અટક ઘોડા પડી હોય એ પણ બનવા જોગ છે.

ત્રીજી એવી કહેતી છે (પ્રો. વાડિયાએ આ ઉત્પત્તિ શોધી કાઢી છે, એમ મારા જાણવામાં છે) કે કાઠિયાવાડી નાગરો તે જમાનામાં એવી ભવ્ય કાઠી, એટલે દેહાકૃતિનાં હતા કે ઘોડાસર તળાવનાં ઊંડાં પાણીની અંદરથી પણ ઘોડા માફક એક પારથી બીજે પાર નીકળી જતા. તેથી એ નાગરો ઘોડા કહેવાયા. વધારેપડતો

લંબગોળ જો કોઈ માણસનો ચહેરો હોય તો તેને ઘણી વખત ઘોડાની ઉપમા અપાય છે, પરન્તુ તે ઉપરથી આ અટક પડયાનો કશો પુરાવો આપણી પાસે નથી.

ચકલી—નાના મોઢાના કોઈ માણસ ઉપરથી આ અટક પડી હોય એ સંભવિત છે. કોઈનો આહાર બહુ થોડો હોય તો તેને પણ ચકલી સાથે સરખાવવામાં આવે છે. ચકલામાં રહેનાર—એટલે ચાર રસ્તા જ્યાં ભેગા મળતા હોય, ત્યાં જેનું મકાન હોય તેને ચકલાવાળા અને તે પછી ચકલા અને તે ઉપરથી ચકલી કહેવાયું હોય એ પણ બને એવું છે.

તિતોડી—(અથવા ટિટોડી) ટિટોડી એ એક પક્ષીનું નામ છે. અને ચકલી અટકની માફક, કદાચ અમુક માણસના દેખાવ ઉપરથી લોકોએ તે માણસનું નામ ટિટોડી પાડયું હોય, અને તે ઉપરથી કુટુંબની અટક ટિટોડી પડી ગઈ હોય એમ બની શકે.

પોપટ—આ અટક પારસી કોમમાં પણ છે, અને હિન્દુઓમાં પણ છે. મને લાગે છે કે કોઈ માણસનું પોપટ જેવું નાક હોવાથી પોપટ અટક પડી હોય એ પહેલી શકયતા છે. આ ઉપરાંત એમ પણ સંભવે કે કોઈ માણસનું જ્ઞાન પોપટિયું (એટલે માત્ર ગોખણપટ્ટી-વાળું) હોય તેથી તે માણસને પોપટનું ઉપનામ મળે. નાનું બાળક મીઠું બોલે, ત્યારે તેને પોપટ સાથે સરખાવવામાં આવે છે, પણ તેવું ઉપનામ મોટી ઉમરના માણસને મળ્યું હોય એ સંભવિત નથી.

બકરી—બકરાં પાળનારની આ અટક હોઈ શકે. વધારે શકયતા એવી લાગે છે કે કોઈ માણસ બકરી જેવો રાંક સ્વભાવનો હોય, તે ઉપરથી તેને બધા બકરીને નામે ઓળખતા હોય. (બકરી જેવો અવાજ હોય, તે ઉપરથી પણ આ અટક પડી હોય. ) ખાસ કરીને દેખાવે જબરો પણ અંદરથી ગરીબ સ્વભાવનો હોય તો બધા એમ કહેતા હોય કે "દેખાય છે વાઘ જેવો પણ છે બકરી જેવો." આ ઉપરથી તેની અટક બકરી પડી ગઈ હોય.

મચ્છર—આ પણ કાઠિયાવાડ તરફની અટક છે. કુટુમ્બની અંદર એકાદ માણસ બહુ મત્સરવાળો હોય, અને તે ઉપરથી રીસે ભરાઈ

લોકોએ મત્સરનું ઉપનામ આપ્યું હોય, અને તે શબ્દ પલટાઈને 'મચ્છર' શબ્દ ઊપજ્યો હોય, એવી કેટલાકની માન્યતા છે. બીજી માન્યતા એવી છે કે કદાચ એ કુટુંબ અસલ જ્યાં રહેતું હોય તે લત્તામાં ખૂબ મચ્છર હોય તેથી 'મચ્છરવાળા', અને તે ઉપરથી 'મચ્છર' એવી અટક પડી ગઈ હોય. પરન્તુ આ અટકનું આયુષ હું માનું છું કે હવે ઝાઝું ટકશે નહિ. મારા જાણવામાં છે કે 'મચ્છર' કુટુમ્બના બાળકોને આ અટક રુચિકર લાગતી નથી, અને તેમણે નવી અટક પાડી વાપરવા માંડી છે. આ પ્રમાણે બદલાતી અટક કાંઈ અપવાદરૂપ નથી. મોડી કે વહેલી અત્યારની બધી જ ગુજરાતી અટકો બદલાયા વગર રહેવાની નથી.

મંકોડી—મંકોડાનો ખાસ ગુણ ચટકો ભરવાનો ગણાય છે; એટલે કદાચ સામાને ચટકો લાગી જાય, એવું બોલી નાંખનારની આવી અટક પડી હોય એ બનવાજોગ છે. બીજી એક શક્યતા એ છે કે 'કીડી' અટક ધારણ કરનારનાં નિકટનાં સગાં કે મિત્ર હોવાથી કુટુમ્બની અટક મંકોડી પડી હોય, કારણ કે 'કીડી મંકોડી' શબ્દો ઘણીવાર સાથે સાથે જ વપરાય છે. એટલે કીડી (અટક ધારણ કરનાર)ની સાથે હંમેશ ફરનાર માટે મંકોડી કહેવાયા હોય, એવું પણ બને.

માંકડ—આ અટક કાઠિયાવાડમાં નાગર કુટુંબોમાં અસ્તિત્વ ધરાવે છે; અને પોતાની આ વિચિત્ર જણાતી અટકનું મૂળ તેમણે માર્કંડેય ઋષિમાંથી શોધ્યું છે. માર્કંડ ઋષિના વંશજ તે માર્કંડેય—અને માર્કંડેય નામે ઓળખાતાં કુટુંબોની તે અટક બની ગઈ. તે શબ્દમાંથી રૂપાન્તર થઈ માંકડ અટક બની. આ એક શક્યતા છે. બીજી પણ શક્યતાઓ હોઈ શકે. ઘણા મચ્છરવાળા ઘરમાં રહેનાર 'મચ્છર' કહેવાય, તો ઘણા માંકડવાળા ઘરમાં રહેનારની અટક માંકડ પડે, એવું પણ બની શકે. વળી કુટુંબમાં કોઈ માણસનો સ્વભાવ માંકડ માફક હેરાન કરનારો—જંપીને બેસવા ન દે એવો—હોય તો તે માણસને માંકડનું ઉપનામ મળી શકે; અને તે ઉપરથી માંકડ અટક આખા કુટુંબની જ બની રહી હોય. આ બધાં અનુમાનો છે. પરન્તુ કુટુંબ પોતે પોતાનો માર્કંડેય ઋષિ સાથેનો સંબંધ બતાવે છે, એટલે આપણે તેને જ સ્વીકારવું રહ્યું.

વાઘ—વાઘેશ્વર મહેતા, એક કુટુમ્બના વડવા હતા. તેમનું નામ વાઘેશ્વર અને હતા પણ નાતજાતમાં બહુ અગ્રગણ્ય તથા પ્રતાપી. તેઓ જ્યાં જતા ત્યાં તેમનો પ્રભાવ પડતો. તે ઉપરથી તે 'વાઘ' કહેવાવા લાગ્યા. અને તે જ પછી આખા કુટુંબની અટક બની ગઈ.

હાથી—હાથી જેવા શરીરવાળા હોવાથી હાથી અટક પડી હોય; અથવા હાથી જેવી ચાલ હોય તો હાથી અટક પડી શકે. ઘોડા અટકવાળા કુટુંબના નજીકના સગા અથવા મિત્ર હોવાથી પણ 'હાથી'નું ઉપનામ મળ્યું હોય, કારણ રાજદરબારે 'હાથીઘોડા' એ બન્ને શબ્દો સાથેસાથે જ વપરાય છે.

## નાતજાતનાં નામ ઉપરથી પડેલી અટકો

ગુજરાતી હિન્દુઓમાં કેટલીક અટકો નાતજાતનાં નામ ઉપરથી પડેલી છે. અસલ અમુક નાતના લોકો અમુક જ ધંધો કરતા હતા. તેથી ગુજરાતી હિન્દુઓમાં કેટલાક ધંધા અને નાતનાં નામ એક જ પડી ગયાં છે. આવી ધંધાને અંગે બનેલી એવી ગુજરાતમાં ઘણી નાતો છે. જ્યારે અટક વાપરવાનો રિવાજ વધવા લાગ્યો ત્યારે આ પ્રકારની ધંધાદારી નાતના માણસોએ પોતાના ધંધાનું ગણો કે નાતનું ગણો (જે ગણો તે) જે નામ હતું, તેને જ અટકના રૂપમાં ફેરવી દીધું. આ પ્રકારની અટકોને ધંધાદારી અટક પણ ગણી શકાય, અને નાતજાતની અટક પણ ગણી શકાય. આવી અટકો આગળ ધંધાદારી અટકોની યાદીમાં સમાઈ ગયેલી છે, છતાં આ વિભાગમાં સરળતાને ખાતર બધી ભેગી કરી ફરીથી મૂકી છે. આ યાદી ઉપરથી એટલો ખ્યાલ આવી શકે છે કે નાતજાતનાં ધંધા છોડી લોકોએ કેટલા નવી નવી જાતના ધંધા નોકરી હુન્નરઉદ્યોગ વગેરે આ જમાનામાં કરવા માંડ્યાં છે.

રજપૂતજાતિમાં ઘણાં જુદાંજુદાં કુળો હોય છે, અને તે દરેકનાં નામ અટક તરીકે વપરાય છે, તેથી તેની યાદી જુદી બનાવી આ જ વિભાગમાં પણ અલગ સ્થળે મૂકી છે.

ગુજરાતમાં જ્ઞાતિ તથા ધંધા એવા તો અટપટી રીતે ગૂંથાયેલાં છે કે હિન્દુસ્તાનની બહારનાં તો શું પણ બિનગુજરાતી માટે પણ તે

સમજવું ઘણું મુશ્કેલ છે. આપણે રાતદિવસ એ જ્ઞાતિઓ અને એ ધંધાઓથી ટેવાયેલાં ગુજરાતીઓને આ જ્ઞાતિ તથા ધંધા વિશેની આંટીઘૂંટી કાંઈ ગૂંચવી નાંખતી નથી. બાકી, એક દાખલો લઈએ તો ઘાંચી આપણા ગુજરાતમાં તેલ વેચવાનો ધંધો કરે છે, અને ઘાંચીની નાત પણ છે; પરન્તુ ગાંધીનો ધંધો કરિયાણું વગેરે વેચવાનો છે પરન્તુ ગાંધીની નાત નથી. ગમે તે નાતનો માણસ ગાંધીનો ધંધો કરે છે. આ યાદીમાં જે ધંધાદારી અટકો છે, એટલી જ આપી છે. વળી એટલું ખાસ નોંધવા જેવું છે આ નાતના લોકોએ હજી આ જમાનામાં પણ પોતાનો ધંધો ચાલુ રાખ્યો છે, પણ તે નાતના લોકો બીજો ધંધો નોકરી પણ ખુશીથી કરી શકે છે. પોતાના નાતનાં ધંધામાં જ રહેવું જોઈએ એવી તેમને માથે ફરજ નથી.

વળી આ યાદીમાં કેટલાક ધંધારોજગાર એવા પણ છે કે જે તે નાતના લોકો તો કરે છે જ, પણ બીજી નાતના લોકો પણ તે જ ધંધો ખુશીથી કરે છે. દાખલા તરીકે, કડિયાની નાત છે, અને તે લોકો વધારે ભાગે કડિયાનો જ ધંધો કરે છે, પણ તે નાતની બહારના બીજા પણ ઘણા અન્ય જ્ઞાતિના માણસો કડિયાનું કામ કરે છે.

જૂના જમાનામાં દરજી તથા ધોબી સિવાય તે ધંધાઓ કોઈ કરતું નહિ, પરન્તુ આજે દરજી જ્ઞાતિ સિવાયના પણ ઘણા માણસો દરજીનું કામ કરે છે, અને કપડાં ધોવાનું કામ જોકે હજી ધોબી જ્ઞાતિના જ લોકો કરે છે, પણ વૉશિંગ કંપનીઓ બિનધોબી લોકો પણ ચલાવે છે.

કડિયા—મકાન બાંધવાનું, ધોળવાનું તથા રંગવાનું કામ કડિયા જ્ઞાતિના લોકો કરે છે; પણ તે સિવાય અન્ય નાતજાતના લોકો પણ તે જ કામ તેટલી જ કુશળતાથી કરતા મળી આવે છે.

કંસારા—ત્રાંબાપિત્તળ વગેરેનાં વાસણ ઘડવાનો હુન્નર કંસારાઓને હસ્તક છે. અમદાવાદમાં એક કંસારા પોળ છે, તેમાં તથા તેની આસપાસ વાસણ બનાવવા તથા વેચવાનો ધંધો મુખ્યત્વે ચાલે છે.

કાછિયા—શાકભાજી વેચવાનો ધંધો કરનાર–આવી જ્ઞાતિઓમાંથી પણ ભણીગણીને સારે ધંધે લાગનાર ગુજરાતમાં થયા છે અને થતા જાય છે.

ખમાર—ધંધાદારી અટકોમાં ખમાર અટક ઉપર સવિસ્તર લખ્યું છે—અહીં ટૂંકમાં ફરીથી લખીશું. ખમાર શબ્દના ઘણા અર્થ મળી આવે છે: (૧) દારૂ ગાળનાર, (૨) ભિસ્તી ( પાણી છાંટનાર ), (૩) કાછિયા ( શાકભાજી વેચનાર ), (૪) એક પ્રકારના ખેડૂતની જાત.

ખરાદી—દાંતનાં રમકડાં બનાવનાર તથા લાકડાનો સામાન ( ખાટલાના પાયા ઘોડિયાં વગેરે ) ઉતારવાનું કામ કરનાર.

ખાતરી—કપડાં રંગવાનું, છાપવાનું વગેરે કામ કરનાર. ખાતરી પંચોળી લોકો ચંદ્રકળા સાડીઓ વણવાનો હુનર પણ કરે છે.

ઘાંચી—તેલ બનાવવાનો તથા વેચવાનો ધંધો કરનાર. દહીં દૂધ, ઘી વગેરે વેચવાનું કામ પણ ઘાંચી લોકો કરે છે.

તંબોળી—પાન વેચનાર—તંબોળી જ્ઞાતિ.

દરજી—કપડાં સીવનાર—દરજી જ્ઞાતિ.

ધોબી—કપડાં ધોનાર—ધોબી જ્ઞાતિ.

પંચાલ—લોખંડનું કામ કરનારને લુહાર અથવા પંચાલ કહે છે.

પ્રજાપતિ—કુંભાર જ્ઞાતિના અને કુંભારનો ધંધો કરનારને પ્રજાપતિ કહે છે.

બ્રહ્મભટ—ભાટ અથવા બારોટ લોકો પોતાને બ્રહ્મભટ કહેવડાવે છે. કવિતા રચવી અને રજવાડાનાં ગુણગાન ગાવાં એ તેમનો ધંધો છે.

બારોટ—બ્રહ્મભટ અને બારોટ એક જ જ્ઞાતિ માટે વપરાતા શબ્દ હોઈ બન્ને માટે જુદીજુદી સમજૂતીની જરૂર રહેતી નથી.

ભરવાડા—ભરવાડનું કામ કરનાર.

ભાવસાર—કપડાં રંગવાનું કામ કરનાર ભાવસારની જ્ઞાતિ છે.

મોચી—ચામડાના જોડા વગેરે સીવનાર—મોચીની જ્ઞાતિ છે.

લુહાર—લોખંડની વસ્તુઓ બનાવનાર—લુહાર જ્ઞાતિ છે.

રબારી—ઢોરઢાંખરનું કામ કરનાર.

રામી—માળીનો ધંધો કરનારને રામા પણ કહે છે. આ જ્ઞાતિમાંથી પણ આ પ્રકારની બીજી જ્ઞાતિઓ માફક કેટલાક માણસો ઊંચા કક્ષાએ ગયા છે, અને જાય છે. બધા જ કાંઈ માળીનો ધંધો જારી રાખી બેઠા નથી.

વાળંદ—હજામ જ્ઞાતિને વાળંદ જ્ઞાતિ પણ કહે છે. અને તેથી હજામનું કામ કરનાર વાળંદ કહેવાય છે.

સુતાર—લાકડાનું કામ કરનાર સુતાર જ્ઞાતિ છે.

સોની—સોનાના ઘાટ ઘડનારને સોની કહે છે. સોનીની જ્ઞાતિ છે.

## અંગ્રેજી–ગુજરાતી અટકો

જે રાજ્યસત્તા નીચે પ્રજા ઘણા લાંબા કાળ સુધી રહે તેની અસર પ્રજાની ભાષા, રહેણીકરણી, વિચાર તથા પહેરવેશ વગેરે ઉપર થયા વગર રહે જ નહિ. દરેક કાળમાં આ પ્રમાણે બનતું જ આવ્યું છે; તે પ્રમાણે આપણા દેશમાં પણ આજે બની રહ્યું છે. અંગ્રેજી ભાષા, અંગ્રેજી રહેણીકરણી, અંગ્રેજના જેવા વિચાર અને તેવો પહેરવેશ દેશમાં બહુ જગ્યાએ ઘૂસી ગયાં છે. અને કેટલીક જગ્યાએ તો એ સર્વનાં મૂળ એટલાં ઊંડાં ગેતરી ગયાં છે કે હિન્દીઓનાં જીવન જોડે તે સર્વ પણ વણાઈને એકાકાર બની ગયાં છે. આ સર્વનો અભ્યાસ કોઈ અભ્યાસીને રસ પડે એવો છે, અને તેમાં ઘણાં સંશોધનને અવકાશ રહે છે. આપણા કામપૂરતું જ આપણે તેમાંથી લઈ લઈશું. અને તે એ જ કે અંગ્રેજી શબ્દો વાપરીને કેટલીક ગુજરાતી અટકો બની ગઈ છે. આ શબ્દપ્રયોગોથી આપણે એટલાં તો ટેવાઈ ગયાં છીએ કે આમાં આપણને કશું અસામાન્ય પણ લાગતું નથી. આવી અંગ્રેજી–ગુજરાતી અટકો આ વિભાગમાં લીધી છે. આવી અટકોની સંખ્યા અત્યારે બહુ મોટી નથી, પણ તેની સંખ્યામાં વધારો થતાં વાર ન લાગે. દરજી પોતાને ટેલર કહેવડાવે, તો તે એક નવી અંગ્રેજી–ગુજરાતી અટક બને; તે જ મુજબ હજામમાંથી બાર્બર અને સુતારમાંથી કાર્પેન્ટર વગેરે બની જતાં વાર ન લાગે. ( આવી અધકચરી ભાષાવાળી એક અટક મુંબાઈમાં એક પારસીભાઈની મળી આવે છે. તેમની અટક સોડાવૉટર બૉટલ કૉર્ક ઓપનરવાળા છે ! ) જેમ જેમ અંગ્રેજી ભાષાનો પ્રચાર વધતો જાય છે, તેમ તેમ આ પ્રકારની અટકોની સંખ્યા વધતી જ જાય છે. આપણા લોકોની એક એવી અજબ માન્યતા છે કે, ગુજરાતી શબ્દની જગ્યાએ અંગ્રેજી શબ્દ વપરાયાથી તે વસ્તુ અથવા વ્યક્તિનો મોભો અથવા સામાજિક

દરજ્જો વધે છે! આવી વિચિત્ર માન્યતાને લઈને આવી અટકો પણ પ્રચલિત થતી આવી છે.

આવી અંગ્રેજી–ગુજરાતી અટકોની યાદી નીચે આપી છે, અને પછી તે વિશે ટૂંક ચર્ચા કરી છેઃ—

| | |
|---|---|
| એન્જીનિયર | પેઈન્ટર |
| એડવોકેટ | બ્રોકર |
| કલાર્ક | બેંકર |
| કાર્પેન્ટર | માસ્ટર (માસ્તર) |
| કોન્ટ્રાકટર | મરચંટ |
| ગેઝેટ | શ્રોફ |
| ગોલ્ડસ્મિથ | સેલર |
| ડોકટર | સોરટર |

એન્જીનિયર—ઇજનેરીની પરીક્ષા પસાર કરી ઇજનેરીનો ધંધો કે નોકરી કરનારની આ અટક બની છે. એવી પરીક્ષા પસાર કર્યા વગર પણ એન્જીનિયર તરીકે કામ કરનારની આવી અટક હોય છે.

એડવોકેટ—વકીલાતના ધંધા માટે એડવોકેટની પરીક્ષા પસાર કરી, તે ધંધો કરનારની આ અટક છે.

કલાર્ક—કારકુની કે ગુમાસ્તી કરનારની આ અટક હોય છે.

કાર્પેન્ટર—સુતારનું કામ કરનારને અંગ્રેજીમાં કાર્પેન્ટર કહે છે.

કોન્ટ્રાકટર—( જેને તે લોકો પોતે કંટ્રાટી કહે છે. ) કોઈ પણ કામ કરવાનો ( મહેનત બદલ ઉચક રકમ નક્કી કરી ) જે માણસ ઇજારો રાખે તેને અંગ્રેજીમાં કોન્ટ્રાકટર કહે છે. આવા ધંધા કરનારની આ અટક બની રહી છે.

ગેઝેટ—આ યાદીમાં જો વિચિત્ર અટક હોય તો તે આ જ છે. કોઈ માણસ પોતાના પડપડોશીની સર્વ ખબર ( સારી કે માઠી ) ઝટ લઈને જાહેર કરી દે તેને આવું ઉપનામ મળ્યું હશે, એમ લાગે છે. અથવા બહારની ખબર પોતાના લત્તામાં લાવી અડોશપડોશમાં જલદી ફેલાવી દેનારને આવું નામ મળ્યું હશે. અથવા કોઈ એવો માણસ હોય કે જેની પાસેથી જે જોઈએ તે ચાલુ બનાવોની માહિતી

મળી રહે, તેને પણ લોકોએ હસવામાં આવું વિચિત્ર ઉપનામ આપ્યું હોય એ બનવાજોગ છે.

ગોલ્ડસ્મિથ—સોનીને અંગ્રેજીમાં ગોલ્ડસ્મિથ કહે છે.

ડૉક્ટર—દાક્તરી ધંધો કરનારની આ અટક છે.

પેઇન્ટર—ચીતરવાનું કામ કરનાર અને ખાસ કરીને જાહેરખબર, નામનાં પાટિયાં વગેરે ચીતરનારની આ અટક હોય છે.

બ્રોકર—દલાલીનું કામ કરનારની આ અટક હોય છે. પછી તે ગમે તે પ્રકારની, જમીન—શેરબજાર વગેરેની—દલાલી હોય.

માસ્ટર—માસ્ટરમાંથી ગુજરાતી શબ્દ માસ્તર બન્યો છે, અને તે તો ગુજરાતી ભાષામાં તદ્દન ઓતપ્રોત થઈ ગયો છે. નિશાળના શિક્ષકની આ અટક હોય છે.

મરચંટ—વેપારીને અંગ્રેજીમાં મર્ચંટ કહે છે, અને તે ઉપરથી આ અટક બની છે. ઘણી વખત વેપારીની કાંઈ ખાસ અટક ન હોય, તો છોકરાને નિશાળે બેસાડતી વખત આવી અવનવી અટક પાડી દેવામાં આવે છે.

ઓક—શરાબી પેઢી જેને ઘેર ચાલતી હોય તે લોકો આવી અટક રાખે છે.

સેલર—દરિયામાં—વહાણમાં—ખલાસી તરીકે કામ કરનારને અંગ્રેજીમાં સેલર કહે છે.

સોરટર—ટપાલખાતામાં કાગળો સોર્ટ કરવા, એટલે જુદા પાડવાની નોકરી કરનારની આ અટક પડેલી છે.

## ગુજરાતી હિન્દુઓની મુસલમાની અટકો

ગુજરાતી હિન્દુઓમાં કેટલીક ચોખ્ખી મુસલમાની અટકો જ છે. મને લગભગ અરાદેક આવી અટકો મળી છે, અને મારી ખાતરી છે કે વધુ શોધખોળ કરતાં હજી પણ આ પ્રકારની બીજી અટકો મળ્યા વગર ન રહે. પહેલી નજરે આ અટકો આપણને બહુ જ આશ્ચર્ય ઉપજાવે છે. જાતે હિન્દુ અને અટક મુસલમાનની એ કેવી રીતે સંભવે? પરન્તુ વધુ વિચાર કરતાં આ ઘટનામાં ખાસ નવાઈ

પામવા જેવું ખાસ કશું લાગતું નથી. ગુજરાતમાં મુસલમાની બાદશાહો રાજ્ય કરી ગયા, તે પછી ગુજરાતી ભાષામાં કેટકેટલા ફારસી શબ્દો પેસી ગયા છે? નિત્યના વપરાશને લીધે તે શબ્દોને આપણે આપણા જ માની લીધા છે. આ અટકોની યાદીમાં કેટલીક અટકો પણ એવી જ છે કે જે શુદ્ધ ગુજરાતી નથી, એ આપણે ઘડીક ભૂલી જઈએ છીએ: દાખલા તરીકે, ફોજદાર, ઇનામદાર અને મુનસીફ. પરન્તુ આ અટકો તો અમુક નોકરી અથવા હોદ્દાની રૂએ પડેલી છે, એટલે તેમાં કશું નવાઈભર્યું ન લાગે એ સ્વાભાવિક છે; પરન્તુ હઝરત, હાજી, સૈયદ વગેરે અટકો માટે શો બચાવ હોઈ શકે? મક્કાની હજ કરી આવેલા મુસલમાનને જ હાજી કહે છે, તો પછી ગુજરાતી હિન્દુ 'હાજી' કેમ કહેવાયા હશે? આ પ્રશ્ન ચર્ચા આમંત્રે એવો છે. આ પ્રકારની અટકો વિશે એએક પ્રકારની અટકળ બાંધી શકાય છે.

ગુજરાતમાં મુસલમાની બાદશાહીના વખતમાં જે જે દફતર (એટલે ઓફિસ)માં જેટલા માણસો કામ કરતા, તે પોતાના દફતરના ઉપરિની અટકે જ ઓળખાતા. આ રીતે સૈયદસાહેબના હાથ નીચે કામ કરનારા સર્વ સૈયદ તરીકે જ ઓળખાતા; હાજીસાહેબના દફતરના સર્વ ગુમાસ્તા, કારકુન, ચોપદાર વગેરે સર્વ હાજીવાળા— અને તે પછી કાળક્રમે હાજીને નામે ઓળખાવા લાગ્યા. આ પ્રમાણે આ પ્રકારની અટકોનું મૂળ શોધવામાં આવ્યું છે. પરન્તુ આ જાતની બધી અટકો માટે એક જ કારણ શોધી કાઢ્યે નથી ચાલતું. પ્રત્યેક અટકને હાથમાં લઈ આપણે તેની દરેકની ચર્ચા ક્રમવાર કરીશું. ગુજરાતી હિન્દુઓમાં મુસલમાની અટકોની મને મળી શકેલી યાદી નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| અલમૌલા | પાદશાહ | વહોરા |
| ઇનામદાર | ફોજદાર | હઝરત |
| કાજી | બક્ષી | હાજી |
| ખુદા | બાદશાહ | હોરા |
| દોલતજાદા | મુનશી | સૂબેદાર |
| નવાબ | મુનસીફ | સૈયદ |

અલમૌલા—મૌલા શબ્દનો અરબ્બી અર્થ ગુલામ એવો થાય છે. આ શબ્દ ઉપરથી જ મૌલવી તથા મૌલાના બન્ને શબ્દો ઊપજેલા છે. 'અલ' શબ્દ તો અંગ્રેજી theની માફક વપરાયેલો છે. ગુલામ શબ્દ આપણા સેવક શબ્દના અર્થમાં વપરાયેલો માલૂમ પડે છે. ઈશ્વરના ગુલામ અર્થાત્ સેવક કહેવડાવવામાં દરેક ભક્ત અભિમાન લે છે. કોઈ અલમૌલાનું ઉપનામ ધારતા ધાર્મિક પુરુષના હાથ નીચે કામ કરતા હિન્દુએ પોતાના ઉપરિની અટક આપનાવી હોય એ સંભવિત છે. અથવા કોઈ હિન્દુ મુસલમાન અમીરને ઘેર ગુલામ અથવા સેવક તરીકે રહેતો હોય તેથી તે અલમૌલાનું ઉપનામ પામ્યો હોય, એ પણ શક્ય છે. મૌલા શબ્દનો અર્થ માલિક પણ થાય છે. વળી ધર્મ પલટાવી, જેણે બીજા ધર્મનો અંગીકાર કર્યો હોય—તેને ( convert ) માટે પણ આ શબ્દ વપરાય છે.

ઇનામદાર—રાજ્ય તરફથી જેને ગામ અથવા જાગીર ઇનામમાં મળી હોય તે માણસ ઇનામદાર કહેવાય છે. ઇનામ શબ્દ હવે ગુજરાતી ભાષામાં એટલો બધો સામાન્ય બની ગયો છે કે તે પારકી ભાષાનો શબ્દ છે એવો ખ્યાલ પણ આવતો નથી.

કાજી—મુસલમાની રાજ્યના અમલ દરમિયાન કાજીનું કામ બે પ્રકારનું રહેતું: એક તો ધાર્મિક ક્રિયાઓ કરવાનું અને બીજું કચેરીમાં ઇન્સાફ આપવાનું. આ બન્ને કાર્યો એક જ વ્યક્તિને કરવાનાં હતાં, અને તેમાં ધાર્મિક ક્રિયાનો સમાવેશ હોવાથી હિન્દુઓ કદી પણ કાજીનું કામ કરી શકતા નહિ. તેથી હિન્દુઓમાંથી કોઈ કદી કાજી બની શકતા નહિ, અને કાજી કહેવાઈ પણ ન શકે. તો પછી આજે હિન્દુઓમાં કાજી અટક જોવામાં આવે છે, તેનું મૂળ શું? બાદશાહીના વખતમાં કોઈ મુસલમાન કાજીસાહેબના હાથ નીચે નોકરી કરતા હિન્દુ શિરસ્તેદાર, વકીલ વગેરે પોતાના ઉપરિના ઓદ્દાને આધારે ઓળખાતા. આ રીતે કાજી અટક હિન્દુઓમાં આવી હોય, એ શક્ય છે.

આ ઉપરાંત એક બીજી પણ સંભાવના છે: ગુજરાતીમાં એવી કહેતી છે કે "કાજીજી દૂબળા ક્યું?" તો કહે "સારા ગામકી

ફિકર." એ રીતે ઝાઝી પારકી પંચાત કરનારને પણ કાજીનું ઉપનામ મળ્યું હોય.

ખુદા—વહાણના કપ્તાનને નાખુદા કહે છે. આવા કોઈ નાખુદાની અટક 'નાખુદા' પડી ગઈ હોય, અને તેમાંથી કાળક્રમે માત્ર ખુદા શબ્દ રહી ગયો હોય એવું મનાય છે.

દોલતખાદા—કોઈ ખૂબ પૈસાદાર માણસને લોકોએ આવું ઉપનામ આપ્યું હોય એ સંભવિત છે.

નવાબ—નવાબના હાથ નીચે કામ કરનાર માણસને આવી અટક મળી હોય. અથવા તો કોઈ માણસ નવાબના જેવો રુઆબ રાખતો હોય, અથવા ગુજરાતીમાં જેને 'નવાબી' કહે છે તેવી રીતે રહેતો હોય તે ઉપરથી લોકો તેને નવાબ કહેતા હોય એમ બની શકે.

પાદશાહ—પાદશાહના મહેલમાં, કચેરીમાં અગર કોઈ પણ પ્રકારે પાદશાહી નોકરી કરનારને 'પાદશાહવાળા' અને તે ઉપરથી 'પાદશાહ' એવી અટક મળી ગઈ હશે. અથવા પાદશાહી ઠાઠથી રહેવાનો પ્રયાસ કરતા કોઈ કુટુંબને લોકોએ મશ્કરીમાં પણ આવું ઉપનામ આપ્યું હોય એ સંભવિત છે.

ફોજદાર—આ શબ્દ તો ગુજરાતી ભાષામાં એટલો બધો પ્રચલિત છે કે તેને માટે કોઈ પણ પ્રકારની સમજૂતીની જરૂર જણાતી નથી.

બક્ષી—લશ્કરમાં હિસાબ લખવાનું કામ કરનાર અમલદારને બાદશાહીના વખતમાં બક્ષી કહેતા. આ નોકરી હિન્દુ તથા મુસલમાન બન્ને કરતા; તેથી બન્ને કોમોમાં આ અટક આજ સુધી મોજૂદ છે.

બાદશાહ—બાદશાહના રાજ્યમાં, કદાચ ખુદ બાદશાહના પોતાના કોઈ અંગત કામ માટે રોકેલા કોઈ નોકરની આ અટક પડી હોય, એવું બની શકે. અથવા નવાબ તથા પાદશાહની માફક ઠાઠમાઠથી રહેવાને ટેવાયેલા કોઈ કુટુંબનું લોકોએ કટાક્ષમાં આવું નામ પાડ્યું હોય, એમ પણ બની શકે.

મુનશી—મુનશી શબ્દ અત્યારે સામાન્ય રીતે 'માસ્તર' એટલે શિક્ષકના અર્થમાં વપરાય છે, પરન્તુ અસલ તેનો અર્થ લખનાર

અથવા 'સેક્રેટરી' જેવો થતો હતો. દરેક બાદશાહ પાસે એકાદ મુનશી તો રહેતો જ. આ મુનશીની જગ્યા કોઈ પણ વિદ્વાનને મળતી— પછી તે ભલે હિન્દુ હોય કે મુસલમાન. જૂના જમાનાના કોઈ જાણીતા હિન્દુ મુનશીના વંશજો હજી પોતાની એ પુરાણી અટક જાળવી રહેલા નજરે પડે છે.

મુનસીફ—અત્યારે જેને આપણે મુનસીફ કહીએ છીએ, તે જ અર્થમાં બાદશાહી સમયમાં ન્યાય આપનારને મુનસીફ કહેવામાં આવતા.

વહોરા—કેટલાકને મતે આ શબ્દ મુસલમાન ભાષાઓનો છે જ નહિ. વહેવારિયો—વેપારીના જ અર્થમાં વહોરો શબ્દ વપરાયેલો છે. જોકે વહોરા કોમ આજે આખી મુસલમાન ધર્મ પાળે છે, પણ વહોરા શબ્દ ગુજરાતી ભાષાનો જ ગણી શકાય.

હઝરત—અસલ ધર્મના ગુરુને હઝરત કહેવામાં આવતા, અને બાદશાહના સેવકને પણ હઝરત કહેતા. કોઈ ધર્મગુરુના અથવા બાદશાહના સેવક( હિન્દુ )ને આવું ઉપનામ મળ્યું હોય એ સંભવે છે.

હાજી—મક્કાની હજ કરી આવેલા કોઈ હાજીને ઘેર નોકરી કરતા કોઈ હિન્દુએ હાજી શબ્દ પોતાની અટક તરીકે ઉપયોગમાં લઈ લીધો હશે. બાકી મક્કાની હજ (યાત્રા) કરી આવેલા હાજીનું ઉપનામ કોઈ હિન્દુને કદી ન જ મળી શકે.

હોરા—વહોરા શબ્દનું જ આ એક રૂપાન્તર છે. વહેવારિયા— વેપાર કરનાર એ જ હોરા શબ્દનો પણ અર્થ થાય છે.

સૂબેદાર—પ્રાન્તના ઉપરિને મુસલમાની બાદશાહીના જમાનામાં સૂબેદાર અથવા સૂબો કહેતા (જેને આજે ગવર્નર કહે છે). અસલ કોઈ સૂબેદારના વંશજો, સૂબેદારી ચાલી જવા છતાં અટકને વળગી રહેલા માલૂમ પડે છે. આવી અટકો ઉપરથી આપણને જૂનો ઇતિહાસ ઉકેલવો બહુ સરળ થઈ પડે છે. માટે આવી અટકો જાળવી રાખનારને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સૈયદ—મહમદ પયગંબર સાહેબની દીકરી બીબી ફાતમાના વંશના લોકો સૈયદ કહેવાય છે. કોઈ પ્રખ્યાત સૈયદ કુટુંબની નોકરી કરતા હિન્દુએ સૈયદ અટક અપનાવી લીધી હોવી જોઈએ.

## રજપૂત અટકો

ગુજરાતમાં રજપૂત રાજ્ય બહુ લાંબા વખત સુધી રહ્યું અને તેને પરિણામે આજે ગુજરાતમાં રજપૂત અટકો પણ સારી સંખ્યામાં મોજૂદ છે. આ અટકોની યાદી જોતાં આપણને સ્વાભાવિક રીતે, ભૂતકાળનું આપણું ગૌરવ નજર સમક્ષ ખડું થયેલું દેખાય છે. સિસોદિયા, પરમાર, સોલંકી, ચાવડા કે વાઘેલાનાં નામ સાંભળી આપણે વર્તમાન ભૂલી ઘડીક ભૂતકાળમાં વસી જઈએ છીએ; પરન્તુ અત્યારની વાસ્તવિક સ્થિતિનું ભાન છતાં આપણું દુઃખ બેવડાય છે. રજપૂત ગૌરવ, રજપૂત શૌર્ય, રજપૂત ટેક તથા રજપૂત પરાક્રમનું આધુનિક જમાનામાં કશું નામનિશાન જણાતું નથી, રહી છે માત્ર એ જૂની અટકો.

આ રજપૂત અટકો જુદાજુદા કુળના રજપૂત લોકોની હોય છે, અને હવે જ્યારે રજપૂતોએ બધું ગુમાવ્યું ત્યારે પણ કુલાભિમાન ગુમાવ્યું નથી. જ્યારે કોઈ ઊંચું કે નીચું રહ્યું જ નથી, ત્યારે પણ કોણ ઊંચું, કોણ હલકું, એ સંકુચિત ખ્યાલો બેટી તથા રોટીના વ્યવહારપરતા હજી રજપૂતોમાં ટકી રહ્યા છે.

ગુજરાતમાં પ્રચલિત એવી રજપૂત અટકોની યાદી નીચે ક્રમવાર મૂકી છે:—

| | | |
|---|---|---|
| અટોદરિયા | જાદવ | રજપૂત |
| કુમાર | જાડેજા | રાઠોડ |
| ગરાસિયા | ઝાલા | રાણા |
| ગોહિલ | ઠાકોર | રાવળ |
| ગોહિલોત | ડાભી | વાઘેલા |
| ચાવડા | દરબાર | સિસોદિયા |
| ચૂડાસમા | પરમાર | સૂર્યવંશી |
| ચોહાણ | યાદવ | સોલંકી |

જેટલીની જરૂર જણાઈ તેટલી અટકો વિશે જ સમજૂતી આપી છે.

અટોદરિયા—અટોદર ગામના રજપૂતો અટોદરિયા કહેવાય છે.

કુમાર--રાજકુમાર શબ્દ ઉપરથી કુમાર અટક પડેલી છે.

ગરાસિયા—જે રજપૂતો ગરાસવાળા હોય તે ગરાસિયા કહેવાતા. અત્યારે તો ગામગરાસ કશું ન હોય છતાં ગરાસિયા કહેવાય છે, કારણ કે તે નાતનું જ નામ બની રહ્યું છે.

ગોહિલ–ગોહિલોત—ગોહિલોત શબ્દને છૂટો પાડીએ તો ગોહિલ+ઉત એમ બે શબ્દો મળીને ગોહિલોત શબ્દ બન્યો છે. ઉત તે પુત્ર ઉપરથી બનેલો અનુગ છે. એ પ્રમાણે કર્ણ+ઉત=કર્ણોત શબ્દ પણ બનેલો છે. સિસોદિયા રજપૂતના પ્રખ્યાત બાપા રાવળ ગોહિલોત અથવા ગેલોત કહેવાતા. સિસોદિયા તો સિસોદ ગામ ઉપરથી કહેવાયા; બાકી એમનું કુળનામ ગેલોત હતું. એવી એક પ્રચલિત માન્યતા છે કે જે ગોહિલોત કે ગેલોત લોકો સિસોદ ગામમાં વસી રહ્યા તે સિસોદિયા રજપૂત કહેવાયા અને જે તળ ગુજરાતમાં—વડનગર ગામમાં, જેને તે જમાનામાં આનન્દનગર કહેતા તેમાં વસ્યા તે વડનગરા નાગર કહેવાયા. આ રીતે સિસોદિયા રજપૂત તથા ગુજરાતના વડનગરા નાગરનું મૂળ એક જ છે, એવી એક માન્યતા અસ્તિત્વમાં છે.

ચાવડા—એક રજપૂત કુળનું નામ છે.

ચૂડાસમા—એક રજપૂત કુળનું નામ છે.

ચોહાણ—રજપૂત કુળનું નામ છે.

જાદવ—મૂળ શબ્દ યાદવ છે—આ પણ એક કુળનું નામ છે.

જાડેજા—રજપૂત કુળનું નામ છે.

ઝાલા—રજપૂત કુળનું નામ છે.

ઠાકોર—નાનાં રાજ્યના માલિક ઠાકોર કહેવાય છે; પરન્તુ ઠાકોર અટક રજપૂત સિવાય બીજી કોમોમાં પણ હયાતી ધરાવે છે. ગુજરાતમાં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં આ અટક અતિ સામાન્ય છે. આ જ્ઞાતિએ પણ પોતાનું મૂળ રાજ્યકર્તા ક્ષત્રિયોમાંથી જ શોધ્યું છે.

ડાભી—રજપૂતની એક જાતને ડાભી કહે છે.

દરબાર—નાનકડા રાજ્યના ધણીને દરબાર કહે છે.

પરમાર—રજપૂત કુળનું નામ છે.

મકવાણા—રજપૂત જાતિનું નામ છે. કડિયાઓમાં પણ મકવાણા હોય છે.

યાદવ—રજપૂત કુળનું નામ છે.

રજપૂત—રાજપુત્ર.

રાણા—એક રજપૂત કુળ.

રાવળ—રાવળ અટક બ્રાહ્મણ તથા રજપૂત બન્ને કોમોમાં જોવામાં આવે છે.

વાઘેલા—એક રજપૂત કુળ.

સિસોદિયા—એક રજપૂત કુળ. (જુઓ ગોહિલ.)

સૂર્યવંશી—સૂર્યવંશ તથા ચંદ્રવંશ એવા અસલ રાજ્યકર્તાઓમાં એ મોટા વિભાગ હતા. અત્યારે પણ રજપૂતોમાં આ વિભાગો મોજૂદ છે.

સોલંકી—ચાલુક્ય કુળના.

રજપૂત લોકોની આ અટકો આપણને આશ્ચર્ય પમાડતી નથી; પરન્તુ આ અટકો આધુનિક ગુજરાતમાં માત્ર રજપૂતોની રહી નથી; આ સર્વ અટકો રજપૂત ઉપરાંત આપણો સમાજ જેને ઊતરતા વર્ગો કહે છે તેમાં બહુ મોટા પ્રમાણમાં મળી આવે છે. દરજી, મોચી અને ઢેડ લોકોમાં આ અટકો ખાસ પ્રચલિત છે. આમ બનવાનું શું કારણ હશે? આ એક રસિક પ્રશ્ન બને છે. શું આ દરજીઓ, મોચીઓ કે ઢેડ લોકો અસલ રજપૂત હશે? કે રજપૂતનો મોભો દેખાડવા આ અટકો પચાવી પડચા હશે? આ બાબતમાં એકથી વધુ અનુમાન બાંધી શકાય છે.

૧. હલકી ગણાતી કોમોમાં જ્યાં આવી રજપૂત અટકો નજરે ચઢે છે, ત્યાં તે સર્વ લોકો અસલ રજપૂત જાતિના જ હોવા જોઈએ. સ્વાભાવિક રીતે સવાલ ઊભો થાય છે કે તો પછી તેઓ સમાજમાં કઈ રીતે પાયરી ઊતરતા ઊતરતા છેક હરિજન સુધી પહોંચી ગયા? (અત્યારના સમાજમાં હરિજનો નીચા ગણાય છે, તેટલા પૂરતું આ

રીતે લખાણુ છે. કોઈ પણુ કોમને હલકી પાડવાનો આ નિબંધમાં લેશમાત્ર પણુ આશય નથી.) આ વિશે એમ માની શકાય કે એ રજપૂતો ગરીબાઈ, હાડમારી વગેરે ભોગવતા ભોગવતા, સમાજમાં હલકા ગણાતા દરજ્જાઓ ઉપર ચાલી ગયા હશે, અને તેમ થતાં તેઓ માત્ર અટકે જ રજપૂત રહ્યા. (જો અત્યારના હરિજનો અસલ રજપૂત જાતિના જ છે, એવું કોઈ સંશોધક પુરવાર કરી શકે, તો સમાજની પ્રગતિમાં પણુ તેથી વેગ મળે એમ મારું માનવું છે.) એટલે આજના સોલંકી, પરમાર વગેરે અટકધારી હરિજનો, મોચીઓ, દરજીઓ વગેરે સર્વ અસલ એ અતિ ઉચ્ચ ગણાતા રજપૂત કુળના હોવા જોઈએ.

૨. બીજું અનુમાન એવું બંધાય છે કે મોટાં અને પ્રખ્યાત રજપૂત કુટુંબોમાં અસંખ્ય નોકરચાકરો, આશ્રિતો વગેરે રહેતા. આ સર્વ આશ્રિતો તથા સેવકો પોતાના માલિકની અટકથી ઓળખાતા હોય તોપણુ નવાઈ નથી. પરમાર રજપૂતનો સર્વ પરિવાર 'પરમાર-વાળા' જેવા કોઈ ઉપનામથી ઓળખાય એ પૂરેપૂરું સંભવિત છે. પછી પરમાર એ તેમની અટક જ બની રહી, અને પરમારની નોકરી મૂકી દીધા છતાં તે અટક ચાલુ જ રહી. આ રીતે રજપૂત કુટુંબમાં કામ કરનાર દરજી, મોચી, ઢેડ વગેરે સર્વ રજપૂત કુળની અટક ધારણુ કરતા બન્યા, અને આજે સ્વતંત્ર નોકરી ધંધો કરવા છતાં તે અટકોને જ તેઓ વળગી રહ્યા છે.

૩. એવા સમાજમાં પોતાનો દરજ્જો કાંઈક ઊંચો દર્શાવવાના હેતુથી નીચી અથવા ઊતરતી ગણાતી આ કોમોએ રજપૂત અટક ગ્રહણુ કરી હોય એવું પણુ બની શકે.

બિનરજપૂત કોમની આ રજપૂત અટકો—બિન હિન્દુઓમાં એટલે કે ખ્રિસ્તી લોકોમાં પણુ ચાલી ગઈ છે. જે હિન્દુ લોકો પોતાનો ધર્મ તજી ખ્રિસ્તી બન્યા, તેઓએ પણુ પોતાની આ અસલ અટક તજી નથી તેથી સોલંકી, પરમાર, વાઘેલા, રાઠોડ વગેરે સર્વ અટકો આજના દેશી ખ્રિસ્તી લોકોમાં બહુ બહોળા પ્રમાણુમાં મળી આવે છે.

# અટકો અને સ્ત્રીઓ

## સ્ત્રીઓની અટક अ

હિન્દુ સ્ત્રીઓનું સામાજિક સ્થાન મનુસ્મૃતિમાં ચોક્કસ નક્કી કરી દેવામાં આવ્યું છે. તેને આધારે તે નાની બાળા હોય ત્યારે અમુક માણસની પુત્રી તરીકે ઓળખાય છે, પછી યુવાવસ્થામાં તે પતિની પત્ની તરીકે ઓળખાય છે. અને જો પતિ મરી જાય તો તે તેની વિધવા તરીકે ઓળખાય છે. વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રની માતા તરીકે તે ઓળખાય છે. આ રીતે શાસ્ત્રોએ સ્ત્રીને સ્વતંત્ર નામના અધિકારથી વંચિત રાખી છે.

હિન્દુ સ્ત્રી પરણે કે તરત તે સસરાના કુટુંબની બની જાય છે, સસરાનું ગોત્ર કે કુળનામ તેને લાગુ પડે છે, અને પોતાના પતિની સ્ત્રી તરીકે તે ઓળખાય છે. તે નવા કુટુંબનાં સ્નાનસૂતક સર્વ તેને આવે છે. આ રીતે તેનું કુટુંબ બદલાઈ જાય છે, છતાં પણ ગયા જમાના સુધી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ બોલવામાં અને લખવામાં પોતાના નામની પાછળ પોતાના પતિનું નામ ન વાપરતાં, પોતાના બાપનું જ નામ રાખતી. હિન્દુ સ્ત્રીઓ પતિનું નામ લેતી નથી, તેથી કદાચ આ રિવાજ ( એટલે બાપનું નામ વાપરવાનો રિવાજ ) પ્રચલિત થયો હશે. ગુજરાતમાં હિન્દુ શિક્ષિકાઓ હજી પોતાના નામ સાથે બાપનું જ નામ લખે છે અને અટકો વાપરવાનો રિવાજ તેમનામાં લગભગ નહિ જેવો જ છે. દાખલા તરીકે, સવિતા પુરુષોત્તમદાસ, નર્મદા માનશંકર. આ જ પ્રમાણે તે સર્વ બહેનો ઓળખાય છે.

સ્ત્રીના નામ સાથે પતિનું નામ લખવાનો કે બોલવાનો રિવાજ આપણે પશ્ચિમના દેશમાંથી લીધો છે, અને તે રિવાજ છેલ્લાં ચાળીસેક વર્ષથી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓમાં પ્રવેશ્યો છે. અસલની સ્ત્રી આ રીતે પોતાનું પૂરું નામ લખતી: સૌ. સમજુબહેન બાપાલાલ ( તે તેમના પિતાનું નામ રહેતું ). અત્યારના જમાનામાં સ્ત્રીઓનું નામ આ પ્રમાણે લખાય છે: શ્રીમતી અથવા મિસિસ ચન્દ્રકાન્તા હિમ્મતલાલ મહેતા. ( અલબત્ત આ સર્વ ફેરફારો શહેરની સ્ત્રીઓને

લાગુ પડ્યા છે. ગામડામાં તો ઘણેખરે સ્થળે પરાપૂર્વથી ચાલતી આવેલી પ્રથા પ્રમાણે જ સર્વ વ્યવહાર ચાલે છે. ) આમાં હિમ્મતલાલ મહેતા, તે સ્ત્રીના પતિનું નામ અને અટક છે. સમાજના ઉપલા ગણાતા વર્ગોમાં આ રીતે પતિનું નામ અને અટક વાપરવાનો રિવાજ એટલી હદ સુધી ફેલાઈ ગયો છે કે હવે કોઈ પરણેલી સ્ત્રી પતિને બદલે પિતાનું નામ પોતાના નામની પાછળ વાપરે તો સર્વ આશ્ચર્ય પામે છે, અને તે સ્ત્રી નવા જમાનાની ગણાય છે! જમાનો કેવો ગોળાકારમાં ફર્યાં કરે છે? નવું તે જૂનું બને છે, અને જૂનું પાછું નવું મનાય છે! પશ્ચિમના દેશોમાં પતિની અટકથી જ પરણેલી સ્ત્રીઓ ઓળખાય છે, પરન્તુ ત્યાં પણ હવે ફેરફાર થવા લાગ્યો છે. નવા જમાનાની સ્ત્રીઓને લગ્ન પછી અટક બદલવામાં માનહાનિ લાગે છે, તેથી યુરોપ અને તે કરતાં પણ વધારે પ્રમાણમાં અમેરિકામાં પરણેલી સ્ત્રીઓ પોતાના બાપની અટકથી જ પોતાને ઓળખાવે છે. વળી કેટલીક સ્ત્રીઓ પરણ્યા પછી પિતા તથા પતિ બન્નેની અટકો ધારણ કરે છે. દાખલા તરીકે, કોઈ રૂથ ઍબોટ નામની કુમારિકા મિ. એમોસ નામના પુરુષને પરણે તો હવે તે પોતાનું પૂરું નામ આ પ્રમાણે લખે છે: મિસિસ રૂથ ઍબોટ એમોસ. આવા આવા અખતરાઓ તો દરેક દેશમાં દરેક કાળમાં ચાલ્યા જ કરવાના, તેમાં કશું આખરી ન ગણાય. દરેક જમાનામાં સ્ત્રીઓ પોતાને યોગ્ય લાગશે તેવા ફેરફારો કર્યાં જ કરશે. અને સ્ત્રીઓનું જોર જ્યારે સમાજમાં ઘણું વધશે, ત્યારે પુરુષો કદાચ પરણ્યા પછી પોતાની પત્નીની અટકથી જ ઓળખાશે!

પત્નીની અટકથી પતિ ઓળખાય, તેમાં કશું હાસ્યાસ્પદ કે નવાઈ પામવા જેવું નથી. ઇંગ્લંડની સુપ્રસિદ્ધ લેખિકા મિસ ઓલીવ સ્કીનરે જ્યારે લગ્ન કર્યાં, ત્યારે તેના પતિએ પોતાના બાપદાદાની અટક છોડી દઈ પોતાની પત્નીની અટક અપનાવી હતી, અને પોતે મિસ્ટર સ્કીનર બન્યો હતો, અને મિસ ઑલીવ સ્કીનર લગ્ન પછી મિસિસ સ્કીનર બની. અત્યારે જે આશ્ચર્યભર્યું લાગે છે તે ભવિષ્યમાં કદાચ તદ્દન સ્વાભાવિક લાગશે. અત્યારે આપણને જે સ્વાભાવિક લાગે છે, તે ભવિષ્યમાં કદાચ બહુ નવાઈભર્યું ગણાશે. સમાજનાં

ધોરણો સદા બદલાતાં જ રહે છે.

## વિદ્યાર્થિનીઓની અટક—ચ

સ્ત્રીઓને નામ વગર માત્ર અટકથી જ ઓળખવાનો રિવાજ શરૂ થયો છે, અને ઘણે ભાગે ત્યાં જ અટક્યો છે. મિસ દેસાઈ; મિસ મહેતા, મિસ શાહ, મિસ દલાલ વગેરે વગેરે. નામોથી કોલેજમાં ભણતી કન્યાઓ નામોથી ઓળખાય છે; પરંતુ માધ્યમિક શિક્ષણ લેતી કન્યાઓને અટકથી કોઈ ઓળખતું નથી. ત્યાં દરેક છોકરી પોતાના નામથી જ ઓળખાય છે. પરન્તુ તે પદ્ધતિમાં પણ પહેલાંના જમાના કરતાં જરા ફેર પડ્યો છે. પહેલાં માધ્યમિક શાળામાં ભણતી કન્યાના નામ સાથે તેના પિતાનું નામ બોલાતું. નિર્મળા નામની બે છોકરીઓ હોય તો કહેવાતું કે કઈ નિર્મળા ? નિર્મળા ભગવાનદાસ કે નિર્મળા મહાશંકર ? હવેના જમાનામાં માધ્યમિક કન્યાશાળાઓમાં પણ બાપના નામની જગ્યા અટકે લીધી છે. બે છોકરીઓનાં નામ સૂર્યકાન્તા હોય, તો એક સૂર્યકાન્તા ભટ્ટ અને બીજી સૂર્યકાન્તા મહેતા કહેવાય છે— એટલે બાપના નામની જગ્યા ત્યાં પણ અટકે લીધી છે. માત્ર પ્રાથમિક શાળામાં હજી છોકરા તથા છોકરીઓ બન્નેનાં નામની પાછળ તેમના બાપનાં નામો જ લાગે છે. પ્રાથમિક શાળાઓમાં અટકને કોઈ મહત્ત્વ આપતું નથી.

છોકરાઓની માધ્યમિક શાળાઓમાં તો નામની જગ્યા જ અટકે લઈ લીધી છે એમ કહીએ તો ચાલે. શાહ એસ. જે., પરીખ જે. એમ., દલાલ એમ. પી, આ પ્રમાણે છોકરાઓ ઓળખાય છે. આ જ પ્રમાણે ગુજરાતી નામના પહેલા અક્ષરો પણ અંગ્રેજી બારાખડીમાં ગોઠવાઈ ગયા છે. એકસરખી અટકવાળા બે છોકરાઓ હોય— દાખલા તરીકે, પટેલ પી. કે. અને પટેલ આર. સી., તો છોકરાઓ તેમને 'પીકે' અને 'આરસી' એવાં નામે બોલાવે છે. કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓમાં પણ આ જ પ્રથા દાખલ થઈ ગઈ છે. વિદ્યાર્થીઓની અટકો વિશે વાત હાથમાં લીધી છે, તો બીજી એક બાબતનો પણ અહીં ઉલ્લેખ કરવો ઘટે છે: મુંબઈ યુનિવર્સિટીની, અને તેમાં પણ ખાસ કરીને મેટ્રિક્યુલેશનની, પરીક્ષામાં બેસતા

ઘણા વિદ્યાર્થીઓ શરૂઆતનો નંબર મળે એટલા માટે અટકો બદલી નાખે છે, કારણ કે નંબરો અંગ્રેજી બારાખડી પ્રમાણે આપવામાં આવે છે. આવા દાખલાઓ સંખ્યાબંધ બન્યા છે, અને હજી બન્યા કરે છે. હાલના વિદ્યાર્થીઓ શા માટે શરૂઆતના નંબર પસંદ કરે છે તે કોયડો હું ઉકેલી શકો નથી; પરન્તુ એટલી ખબર છે કે પહેલાંના વખતમાં શરૂઆતના નંબરવાળા વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે બેસવા માટે ટેબલખુરશી કે પાટલીઓ મળતી અને પાછલા છોકરાઓને લાકડાનાં ખોખાં મળતાં, તેથી સારી બેઠકને લોભે વિદ્યાર્થીઓ અટક બદલી નાંખતા; એટલે જેની અટક અંગ્રેજી બારાખડી પ્રમાણે પાછલા અક્ષરોમાં આવતી હોય, જેવી કે વૈદ્ય, ત્રિવેદી, શાહ વગેરે તે વિદ્યાર્થીઓ પોતાની અટકો બદલી, આગલા અક્ષરોથી શરૂ થતી નવી અટકો ધારણ કરી લેતા. આ રીતે જૂની અટકો નાબૂદ થઈ નવી અટકો શરૂ થઈ જતી અને હજી પણ આમ જ ચાલ્યું આવે છે. આજે યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓ માટે બેઠકનો ભેદ નથી, છતાં પણ કોઈ અગમ્ય કારણથી વિદ્યાર્થીઓને મેટ્રિકની પરીક્ષામાં આગલા નંબરો મળે તો આનન્દ થાય છે; તેથી અંગ્રેજી બારાખડીની શરૂઆતના અક્ષરો, જેવા કે એ. બી. સી. વગેરે, ઉપરથી શરૂ થતી અટકો તેઓ વધુ પસંદ કરે છે. આ માટે એક જાણીતું ઉદાહરણ બસ થશે.

એક વિદ્યાર્થીની અટક હતી વકીલ—કારણ કે તેના બાપ વકીલાત કરતા હતા. હવે મૅટ્રિકમાં વકીલનો ‘ વી ’ અક્ષર ( અંગ્રેજી બારાખડી પ્રમાણે ) તો બહુ પાછળ આવે, અને તે તો ખોખાં ઉપર લખવાનો જમાનો હતો ( આગળ કહી ગયા મુજબ ); એટલે તે વિદ્યાર્થીએ અટક બદલવાનો વિચાર કર્યો. નવી કઈ અટક પાડવી, તે વિશે વિચાર ચલાવતાં તે વિદ્યાર્થીને યાદ આવ્યું કે તેના વડદાદા તેમના જમાનામાં મોટા ભકત ગણાતા હતા, અને દર પૂનમે પગપાળા ડાકોરનાથનાં દર્શને જતા, તેથી તે ભગત તરીકે જાણીતા હતા; તેથી પેલા વિદ્યાર્થીએ વકીલ અટક બદલીને ભગત અટક પાડી; કારણ કે ભગત અટક તો ‘ બી ’ અક્ષરથી શરૂ થાય, એટલે તેને આગળ નંબર મળી શકે. ત્યારથી તે આખા કુટુંબે એ જ અટક અપનાવી દીધી છે. આવાં ઉદાહરણો ઘણાં મળી આવે છે.

# ન સમજાય એવી અકળ અટકો

આ વિભાગ મારે હારીને રાખવો પડ્યો છે. બનતી તપાસ કર્યાં છતાં ઉદ્દામમાં ઉદ્દામ કલ્પના દોડાવ્યા છતાં પણ જે અટકોના અર્થ ઉપર કે ઉત્પત્તિ વિશે કશું અજવાળું પડી શકતું નથી તેવી અટકોનો આ વિભાગમાં સમાવેશ કર્યો છે. મારું એમ માનવું છે કે આ વિભાગમાંથી થોડીઘણી અટકો જરૂર કોઈ ગામ અથવા ગામડાના નામ ઉપરથી પડેલી હશે. જ્યાં ત્યાં તેવો સંભવ જણાયો છે, ત્યાં તેવી નોંધ લખી છે. દાખલા તરીકે, ભૂછાડા, ખંભોળજી, અલ્લપારા વગેરે, અટકો ગામના નામ ઉપરથી હોવી જોઈએ એમ હું માનું છું અને કેટલાક વડીલ મિત્રોનું પણ એમ જ માનવું થાય છે.

આ વિભાગમાં સમાવેલી કેટલીક અટકો મશ્કરી કે કટાક્ષમાં પડી હશે એમ સ્પષ્ટ રીતે લાગે છે, છતાં કયા પ્રકારની ખાસિયતને ઉદ્દેશીને તે અટક પડી હશે તેનો આભાસ થાય છે, પણ પૂરી સમજણ પડતી નથી. દાખલા તરીકે, ડબકા, ડણાક, ધગત, ધાલા વગેરે. કેટલીક અટકો કદાચ કોઈ માણસના નામના, તેના બાપના નામના તથા દાદાના નામના ત્રણ અક્ષરો ઉપરથી પડેલી હશે એમ લાગે છે. દાખલા તરીકે, પરશોતમદાસ, તળસીદાસ, કીકાભાઈ કોઈ માણસનું નામ હોય તો તેના નામના પહેલા ત્રણ અક્ષરો ' પતકી ' ઉપરથી તેની અટક બની અને લોકવાણીએ તે શબ્દ બદલાઈ ' પટકી ' અટક બની હોય એ સંભવિત છે. આ રીતે બીજી અટકો પણ બન્યાનો સંભવ છે. ગુજરાતી હિન્દુઓમાં નાગર જ્ઞાતિમાં એક ' ભચેચ ' નામની અટક છે. આ અટકનું મૂળ કોઈ જાણતું નથી; તે અટક ધારતા કુટુંબને પણ આ વિચિત્ર અટકનું મૂળ માલમ નથી. કદાચ 'પટકી'ની માફક કોઈ જૂના પૂર્વજના નામના પહેલા અક્ષરો ઉપરથી ( દાખલા તરીકે, ભવાનીશંકર ચેલારામ ચસ્માવાળા=ભચેચ ) ભચેચ અટક બની હોય એમ બની શકે. આ તો કલ્પનાનું ક્ષેત્ર છે, એટલે તેમાં જેટલો વિહાર કરવો હોય તેટલો કરી શકાય.

ન સમજાય એવી અટકો વિશે મારા આ કાર્ય દરમિયાન મને એક ખાસ આશ્ચર્ય થયું હોય તો તે એ છે કે લોકો પોતાની આવી

વિચિત્ર અટકથી એટલા તો ટેવાઈ ગયા છે કે તે વિશે તેમને પોતાને લેશ માત્ર પણ કુતૂહલ થતું નથી. પોતાની અટકની વિચિત્રતા વિશે તેઓ સંપૂર્ણ બેપરવાઈ દાખવે છે. અટકની ઉત્પત્તિ હોવી જોઈએ, અટકના શબ્દનો અર્થ બેસવો જોઈએ, એ વાત જ ઘણાંની તો કલ્પનામાં નથી હોતી. અને જ્યારે તેવાં કુટુંબોમાં કોઈ એકાદ વ્યક્તિને પોતાની અવનવી અટક ખૂંચે છે, ત્યારે તે વ્યક્તિ પોતાને મનગમતી અટક પાડી લે છે. આપણા રૂઢિચુસ્ત સમાજમાં, જ્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર અનેકાનેક કાપ મુકાયા છે, ત્યાં પણ અટક રાખવા કે બદલવા સંબંધી વ્યક્તિને સંપૂર્ણ છૂટ આપવામાં આવી છે અને તે છૂટનો ઉપયોગ પણ સારી પેઠે થાય છે. તેથી આ સંગ્રહમાં ભેગી કરેલી અટકોમાંથી પચીસ વર્ષ પછી કેટલી હયાત હશે તે કહી ન શકાય. આ અટકોમાં કશું સમજાવવાપણું છે જ નહિ, તેથી તે અટકો જેવી મળી તેવી ક્રમવાર અહીં ગોઠવી દીધી છે. જો કોઈ ભાઈબહેનો આ અટકો ઉપર કાંઈ પ્રકાશ પાડશે તો ઘણો આભાર થશે.

## ન સમજાય એવી અટકોની યાદી

| | | |
|---|---|---|
| અલરેચા | છાસહિયા | પંડાળજી |
| અવાસ્થી | જાખરિયા | પટકા |
| કસુદિયા | જારેચા | પઢિયાર |
| કરિટયા | ડણાક | પાંધી |
| કાયઠ | ડબકા | બુટાલા |
| ખખ્ખર | ઢેબર | બલીમદી |
| ખરવર | દડિયા | મકાતી |
| ગણાત્રા | દલવાડી | મૂથા |
| ગેલોથ | ધાલા | મોધિયા |
| ગોદાદરા | ધામી | મૂંઢાવાળા |
| ગોરડિયા | ધરિયા | મિસરોડિયા |
| ચપટવાળા | ધોરા | મક્કા |
| ચવેલી | નાપાવાળા | મલકલી |
| ચોવે | નિમકસારી | મર્થક |
| | | રૂપેરા |

| | | |
|---|---|---|
| ડિયા | વાદાવાળા | સગર |
| મડિયા | સાણુસા | સુનારા |
| રેયા | સાથ્રુતા | સંચેતી |
| ા | સાન્ડેસરા | સાગર |

અલરેચા—અલેચું નામનું કાપડ હોય છે, તે વેચનાર ઉપરથી લેચા અટક પડી શકે; પરન્તુ આ અટક અલરેચા છે. આનો ર્થ સમજાતો નથી.

અવાસ્થી—આ અટક શા ઉપરથી પડી હશે તે સમજાતું નથી, ાચ આવસત્થીનું રૂપાન્તર હોઈ શકે.

આથ્રુા—આથ્રુા શબ્દનો અર્થ સમજાતો નથી, તેથી આ અટક ો રીતે પડી હશે તે કહી શકાતું નથી.

કસુદિયા—ગામના નામ ઉપરથી પડેલી અટક હોય એવો ાભાસ થાય છે, પણ તે બાબત કશો પુરાવો નથી.

કસ્ટિયા—આ અટક ધારણ કરતાં કુટુંબોને પૂછતાં પણ તેનો ઈ તોડ નીકળતો નથી. તેથી આ વર્ગમાં તેનો સમાવેશ કર્યો છે.

કાયટ—આ અટક વિશે ઘણી તપાસ કર્યા છતાં કશો ઉકેલ ાકળ્યો નથી.

ખખ્ખર—કોઈ માણસની ' ખ ' અક્ષરનો ઉચ્ચાર કરતાં જીભ ટકી જતી હોય તે ઉપરથી લોકોએ મશ્કરીમાં ખખ્ખરનું ઉપનામ ાપ્યું હોય એ સંભવિત છે. કોઈ વ્યક્તિની ગમે તે પ્રકારની ટેકડી ાવા માટે પાડેલું હોય એવું આ ઉપનામ લાગે છે.

ખરવર—આ અટક છેક મોડી મારા હાથમાં આવવાથી તેને વિશે રતી તપાસ થઈ શકી નથી. તેથી તેને આ વર્ગમાં સ્થાન આપ્યું છે.

ગણાત્રા—ગામના નામ ઉપરથી હશે, એમ કેટલાક મિત્રોનું ચન છે.

ગેલોથ—આ વિચિત્ર શબ્દની અટકનું મૂળ મને મળી શક્યું નથી. ાહિલોતનો અપભ્રંશ હોઈ શકે.

ગોદાદરા—ગોદાદરા નામનું કોઈ નાનું ગામ છે, અને તેના તનીની આ અટક છે, એવી માહિતી મળે છે, પણ તે પાકે પાયે હોવાથી આ વિભાગમાં તે અટક મૂકી છે.

ગોરડિયા—આ પણ ઉપરની માફક ગામના નામ ઉપરથી પડેલી અટક હોય એવી અટકળ થાય છે.

ચપટવાળા—કસબી કોર તથા મોળિયાં ઉપર ચળકાટ આણુનારને ચપડવાળા કહે છે, તેવી જ જાતનો આ પણ હુન્નર હોય એ બની શકે.

ચવેલી—આ અટક વિશે કશી જ માહિતી મળી શકી નથી.

ચોવે—ચોબા શબ્દ ઉપરથી ચોવે અટક આવી હોય એમ પુરાવારહિત અટકળ થઈ શકે છે.

છાસઠિયા—ગામના નામ ઉપરથી, અથવા અમુક વર્ષમાં ('છપ્પનિયા'ની માફક) તે સાલને આધારે જાણીતા થયેલા કોઈ માણસ અથવા કુટુંબની અટક હશે.

જક્કડ—આનું મૂળ તે અટક ધારણ કરતા કુટુંબને પણ મળતું નથી.

જાખરિયા—ગામના નામ ઉપરથી પડી હશે એમ લાગે છે.

જારેચા—આ પણ ગામના નામ ઉપરથી અટક પડી હશે એમ અનુમાન થાય છે.

ડણાક—આ વિચિત્ર અટકની કશી ગમ પડતી નથી.

ડબકી—કોઈ વ્યક્તિની અમુક ખાસિયતની મસ્કરી કરવા માટે આ અટક પાડી હોય એમ લાગે છે, પણ બરાબર કઈ ખાસિયત હોઈ શકે તે સમજાતું નથી.

ઢેબર—કુટુંબમાં ઢેબરભાઈ નામના વડવાની યાદગીરીમાં કુટુંબની અટક ઢેબર પડી હશે, એવી કલ્પના થાય છે.

દડિયા—દડી જેવી ગોળ દેહાકૃતિવાળા કોઈ પુરુષને દડિયાનું ઉપનામ મળ્યું હોય એ સંભવે છે. ખાખરાનાં પાંદડાંમાંથી જે પડિયા બનાવવામાં આવે છે, તેને સૂરત જિલ્લામાં દડિયા કહે છે; તેથી કદાચ એ ધંધાને અંગે પડેલી પણ અટક હોઈ શકે.

દલવાડી—નથી સમજાતી.

ધાલા—આ અટકનો અર્થ સમજાતો નથી.

ધામી—આ અટકનો અર્થ પણ સમજાતો નથી. ધામ એટલે સ્થળ ઉપરથી આવી અટક ઉપજી હોય, એવી કલ્પના થાય છે.

ધારિયા—આ પણ ન સમજાય તેવી અટક છે. ધારી ગામના વતનીની આ અટક હોઈ શકે.

ધોરા—ધોરાજી નામનું ગામ છે, તેના વતનીની અટક ધોરા હોય, એ બનવાજોગ છે.

નાદેલા—નાદોલ ગામ સાંભળ્યું છે; પરન્તુ નાદેલા પણ ગામના નામ ઉપરથી જ અટક પડી હશે, એમ જણાય છે.

નાપાવાળા—ગામના નામ ઉપરથી પડી હોય, એમ લાગે છે.

નિમકસારી—નિમકહલાલીના બદલામાં રાજ્ય તરફથી આવો ઇલ્કાબ મળ્યો હશે, એમ કલ્પના થાય છે.

પંડોળજી—ન સમજાતી અટક છે.

પટકી—પ. ટ. કી. એવા નામના ત્રણ અક્ષરો ઉપરથી આ અટક પડી હોય એમ બની શકે. આ સંબંધી આ વિભાગની પ્રસ્તાવનામાં બે બોલ લખેલા છે.

પઢિયાર—પાઠ પઢનારા બ્રાહ્મણની આ મૂળ અટક હશે, એમ જણાય છે.

પાંધી—આ અટક વિશે એક અટકળ એવી બંધાય છે કે ઉપાધ્યાય-પાધ્યે-અને તે ઉપરથી પાંધી અટક પડી હોય; પરન્તુ આ માત્ર અટકળ જ રહે છે; તેથી ન સમજાતી અટકોમાં આ પાંધી અટક મૂકી છે.

બુટાલા—બુટાલ નામનું ગામ હોય તો તેના વતની જરૂર બુટાલા કહેવાઈ શકે. મને પાકે નહિ પણ કાચે પાયે બાતમી મળી છે કે બુટાલ નામનું ગામ કાઠિયાવાડમાં છે, પરન્તુ ખાતરી ન હોવાથી અકળ અટકોમાં બુટાલાને સ્થાન મળ્યું છે.

ભુછાડા—ભુછાડા અટક સંબંધી પણ એવી માહિતી મળે છે કે ભુછાડ નામનું એક ગામ છે; પરન્તુ તે સંબંધમાં મને કશી ખાતરી ન હોવાથી આ વિભાગમાં ભુછાડ અટક મૂકી દીધી છે.

ભલીમદી—આ સંબંધી કશી માહિતી મળતી નથી.

મકાતી—જકાતીની માફક મકાતી પણ મહેસૂલી ખાતાનો

અમલદાર હતો, એમ લાગે છે. આ ઉપરાંત મકાતરા નામનું કાઠિયાવાડમાં એક ગામ છે. મકાતી રહેવાસી મકાતી કહેવાયો હોય એમ પણ બની શકે.

મૂથા—મૂળા ને મૂઠા એ મહારાષ્ટ્રમાં નદીઓ છે, જેમનો સંગમ પૂના આગળ થાય છે. આ અટકને કદાચ તે નદી સાથે કાંઈ સંબંધ હોય તે સંભવિત છે.

મોધિયા—મોધિયા ગામનું નામ હોઈ શકે. બીજી અટકળ આ અટક વિશે આવી થાય છે. મોદિયા શબ્દ જાડા ખાદીના લૂગડા માટે વપરાય છે. દાણા લાવવા માટે જાડું મોડિયું કપડું ગાડામાં પાથરવામાં આવે છે. આ કપડું વણનાર અથવા તો વેચનારને મોડિયા અને તે ઉપરથી મોધિયા કહ્યા હોય એ સંભવિત છે.

મૂંઢોવાળા—મૂંઠ મારવાની મેલી વિદ્યાનો વહેમ ગુજરાતમાં, અને ખાસ કરીને ગુજરાતી ગામડાંઓમાં હજી પ્રચલિત છે. એવા કોઈ મૂઠ મારનારની આવી અટક પડી ગઈ હોય એ સંભવિત છે. બીજી શક્યતા એ છે કે મૂંઢો નામનું ગામ હોય તો તે ગામના વાસીની મૂંઢોવાળા અટક પડી શકે. પણ આવું ગામ હોવાનું જાણ્યું નથી.

મીસરોડિયા—ખેડા–રોડ, આણુ–રોડ, વગેરે ગામો આપણાં ગુજરાતમાં છે. તેવું મીસરોડ ગામ હોય તો ત્યાંનો વતની મીસરોડિયા કહેવાઈ શકે.

મક્કા—મણિલાલ કાળિદાસ વ્યાસ નામના માણસ હોય તો બધા એ મકા વ્યાસ. અને તે ઉપરથી ‘ મક્કા ’ કહે. આવું ગુજરાતમાં કોઈ વાર બને છે. તે રીતે આ અટક પડે એ સંભવિત છે. બાકી તો મુસલમાન લોકોનું જાત્રાનું ધામ છે, એટલે તેના ઉપરથી હિન્દુની અટક પડી હોય એ સંભવતું નથી.

મલકલી—આ અટક વિશે કાંઈ સમજાતું નથી.

મર્થક—આ અટક મોડેથી મળી હોવાથી તેને વિશે તપાસ ન થઈ શકવાથી આ વિભાગમાં તેને સ્થાન આપ્યું છે.

રૂપેરા—હરિજન લોકોમાંથી આ અટક મળી છે. રૂપાજી નામના કોઈ માણસના નામ ઉપરથી રૂપેરા અટક પડી હોય એવો સંભવ છે.

લાડિયા—લાડ નામની વણિક લોકોમાં એક પેટા જ્ઞાતિ છે, તે ઉપરથી લાડિયા અટક પડી હોય, એમ બને.

લેખડિયા—લેખક માટે તિરસ્કારસૂચક આ શબ્દ હોય તે કોઈને ઉપનામ તરીકે મળ્યો હોય એવું બની શકે.

વરિયા—વળા નામનું ગામ છે. વળાના વતની તે વળિયા કહેવાય, અને તેનો ઉચ્ચાર અશુદ્ધ બની વરિયા થાય, અને એ રીતે વરિયા અટક બની હોય એમ લાગે છે.

વસા—આ અટકનું મૂળ મળતું નથી. પણ એક અનુમાન એવું થાય છે કે: અસલ સંસ્કૃતમાં **વૃદ્ધશાખી** અને **લઘુશાખી** એવા બે શાખાઓના વિભાગો છે. તેમાંથી **વૃદ્ધશાખી** ઉપરથી **વશાહ** અને તે ઉપરથી વસા શબ્દ આવ્યો હોય એવો સંભવ છે ખરો.

વાદાવાળા—વાદા નામનું ગામ હોય તો તે ઉપરથી વાદાવાળા અટક પડી હોય. બીજું 'વાયદાવાળા' શબ્દ ઉપરથી વાદાવાળા અટક પડી હોય એ પણ બનવાજોગ છે.

સાણુસા—આ અટકનો અર્થ મળી શકતો નથી.

સાહ્યતા—લોકોને અણીને વખતે મદદ એટલે સહાય કરનારની આવી અટક પડી હશે, એમ કેટલાકનું માનવું થાય છે.

સાંડેસરા—ગામના નામ ઉપરથી આ અટક પડી હોય એમ લાગે છે.

સગર—પગી ( ચોકીદાર ) માટે સગડ શબ્દ વપરાય છે, તે ઉપરથી સગર અટક પડી હોય એમ બની શકે. બીજી અટકળ એવી છે કે સરાણિયા લોકો માટે સગંડા શબ્દ છે—તે ઉપરથી સગર અટક પડી હોય. સગર કે સાગર એ ગામનું પણ નામ છે.

સુનારા—મરાઠીમાં સોનીને સોનાર કહે છે તે ઉપરથી દક્ષિણમાં વસેલા કોઈ ગુજરાતી સોનીએ પોતાની અટક સુનારા પાડી હોય એવું બને. અથવા સુનાર નામનું ગામ હોય, તો તેનાં વતનીની અટક સુનારા હોઈ શકે.

સંચેતી—આ અટક વિશે કશી પણ માહિતી મળી શકી નથી.

સાગર—સગર અટકની માફક જ સાગર અટક પડી હોય એવો

સંભવ છે. અથવા દરિયાકિનારે રહેતા કોઈ ગામના માણસે પોતાની અટક સાગર રાખી હોય એવો પણ સંભવ છે. અથવા ‘ સાગર ’ના ઉપનામથી લખતા કોઈ લેખકની અટક સાગર પડી ગઈ હોય એમ પણ બની શકે. સાગર નામનું ગામ પણ છે. તેના વતનીની આ અટક હોય, એ પણ બની શકે. પરન્તુ આ બાબતની ખાતરી ન હોવાથી સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકોના વિભાગમાં સાગર કે સગર અટકો મૂકી નથી.

# ૩

# ગુજરાતી મુસલમાની અટકો

ગુજરાતી મુસલમાની અટકો વિશે બહુ ઊંડાં ઊતરી વીગતવાર ન લખી શકાય તો નવાઈ નથી, કારણ કે મુસલમાન કોમની ઘણી-ખરી અટકો ફારસી, ઉર્દૂ કે અરબ્બી ભાષામાંથી ઉદ્ભવેલી છે અને તે એકે ભાષા વિશે મારું મુદ્દલ જ્ઞાન નથી. એટલે, આ વિભાગમાં માત્ર બીજાઓના કહ્યા ઉપર આધાર રાખીને મેં લખ્યું છે. ખરું જોતાં આ વિભાગ કોઈ ફારસી ભાષાના જાણકારને હાથે જ લખાવો જોઈએ. ગુજરાતી મુસલમાની અટકોનો વિભાગ તો માત્ર કોઈ તે વિષય ઉપર લખનારને માર્ગસૂચક થઈ પડે તેટલા પૂરતો જ લખ્યો છે. આ વિભાગમાં કેટલીક અટકો દાખલા તરીકે, કાચવાળા, છત્રીવાળા, ફ્રેમવાળા, બૂટવાળા વગેરે તદ્દન સામાન્ય હોઈ તે વિશે કશી પણ સમજૂતી આપવાની જરૂર નથી જણાઈ.

એક રસિક બાબત આ વિભાગની એ છે કે હિન્દુ તથા મુસલમાન બન્ને કોમોમાં કેટલીક અટકો સામાન્ય છે. દાખલા તરીકે પટેલ, શાહ, દેસાઈ વગેરે. મુસલમાની શબ્દો જેવા કે સૈયદ, કાજી, હાજી વગેરે અટકો તો અલબત્ત બન્ને કોમોમાં છે જ, પરન્તુ તે મુસલમાની શબ્દો હિન્દુ કોમમાં આવી ગયેલા છે. અહીં જે ઉલ્લેખ કર્યો છે તે ગુજરાતી શબ્દો મુસલમાની અટકો તરીકે વપરાયા સંબં-ધીનો છે. આ ઉપરાંત માસ્ટર, પેન્ટર, ડૉક્ટર વગેરે અંગ્રેજી શબ્દો પણ હિન્દુઓની માફક જ આ કોમમાં પણ અટકો તરીકે પેસી ગયા છે. સહવાસમાં રહેવાથી જુદીજુદી કોમો પણ કેટલી એકબીજામાં

ઓતપ્રોત બને છે તેનો આવા દાખલાઓ ઉપરથી જરા ખ્યાલ આવી શકશે. આ યાદીમાં બીજી એક ધ્યાન ખેંચતી બાબત તે રજપૂત અટકોની છે. મુસલમાન કોમમાં આજે પરમાર તથા ચૌહાણ એ બે રજપૂત અટકો હયાત છે. આવી અટકોથી ઇતિહાસકારનો માર્ગ બહુ સરળ બને છે. પરમાર અને ચોહાણ રજપૂતોએ મુસલમાની ધર્મ અંગીકાર કર્યાની ઘટના આ અટક ઉપરથી ખુલ્લી થાય છે. ગુજરાતમાં સિદ્ધપુર પાસે જે હિન્દુઓ મુસલમાન બનેલા, તે વિશે એવી માન્યતા છે કે તે સર્વ મૂળ ગુજરાતી હિન્દુ બ્રાહ્મણ હતા. વઢવાણ આગળ તે સર્વ બ્રાહ્મણોએ ઇસ્લામધર્મનો સ્વીકાર કર્યો. તેઓ વહોરા કોમ તરીકે આજ ગુજરાતમાં જાણીતા છે. દોઢ મણ જનોઈનો ઢગલો તે સમયે વઢવાણ આગળ ભેગો થયો હતો, એવી દંતકથા ચાલે છે. આ બાબતનો પુરાવો એટલો છે કે સિદ્ધપુરી વહોરાઓમાં આજે પણ જોશી, ત્રિવેદી વગેરે અટકો મળી આવે છે. એટલે બધા નહિ તો થોડા પણ બ્રાહ્મણોએ ઇસ્લામધર્મનો અંગીકાર કર્યો જ હશે, એમ માની શકાય છે.

મુસલમાની અટકોની યાદી જોતાં જણાશે કે તેઓના પયગંબર મહમદસાહેબના કુટુંબનાં નામો ઉપરથી ઘણી અટકો આજે પણ મોજૂદ છે. વળી ઇસ્લામના પ્રખ્યાત થઈ ગયેલા સંતપુરુષોનાં નામ ઉપરથી પણ ઘણી અટકો ચાલતી આવેલી માલૂમ પડે છે.

આ ઉપરાંત જૂના વખતના જાણીતા વેપારી અથવા લડવૈયાઓનાં નામ ઉપરથી પણ ઘણીએક મુસલમાની અટકો પડેલી જણાય છે. બીજી ગુજરાતી અટકોની માફક મુસલમાન કોમમાં પણ ગામ અથવા પ્રદેશનાં નામો ઉપરથી અટકો પડેલી છે. બાપ્પા, નોકરીધંધા ઉપરથી પડેલી અટકો જેવી કે છાપગર, છપરબંધ, બંધારા, ગૌબી વગેરે અટકો મુસમલાન કોમમાં પણ સંખ્યાબંધ છે.

હિન્દુઓમાં તથા પારસીઓમાં જે કટાક્ષ અથવા મશ્કરીમાં પડેલી અટકો છે, તેવી મુસલમાનોમાં હોય એમ મને લાગતું નથી. માત્ર સુન્ની વહોરાઓમાં કાચા ચાવલ, ખારી બાજરી વગેરે અટકો મળી આવે છે. હિન્દુઓમાં લગ્ન પ્રસંગે જોડકણાં ફટાયાં વગેરે ગાવાનો

જે રિવાજ છે, તે સમયે વહેવાઈઓ એકબીજાની ખૂબ વધારેપડતી મશ્કરી ઉડાવે છે, અને તેવે સમયે એકબીજાને મશ્કરીનાં ઉપનામો આપવામાં આવે છે, જેમાંનાં કેટલાંક અટકનાં રૂપમાં સ્થાયી બની રહે છે. મુસલમાન કોમમાં આવાં ગીતો ગાવાનો તો રિવાજ છે જ નહિ, પરન્તુ સમાજજીવનમાં તે જ કાંઈ એક પ્રસંગ નથી કે જ્યારે માણસો એકબીજાની મશ્કરી કરી શકે. છતાં મારી યાદીમાં કટાક્ષ અથવા મશ્કરીમાં પડેલી એકે અટક મુસલમાની અટકના વિભાગમાં નથી, એ આ વિભાગની એક વિશિષ્ટતા તો લેખાય જ.

મુસલમાની અટકોના ચાર મુખ્ય વિભાગો આપણે પાડી શકીએ. અને તે નીચે મુજબના છે:—

૧. શેખ
૨. સૈયદ
૩. મોગલ
૪. પઠાણ

આ ચાર મુખ્ય વિભાગની અંદર પેટાવિભાગો ઘણા પડી શકે એમ છે. તે દરેક અટકની વીગતની અંદર સમાઈ ગયેલા છે. મુસલમાની અટકો ઉપરથી એ કોમના ઇતિહાસ વિશે પણ આપણને સારું જેવું જ્ઞાન મળી આવે છે.

ગુજરાતી મુસલમાનોની અટકો વિશે માહિતી મેળવવા માટે મારે અત્રેના 'દીન' પત્રના તંત્રી ભાઈ નિઝામઉદ્દીન કુરેશી સાહેબનો ઉપકાર માનવો જોઈએ. આ બાબતમાં પોતાના વખતને ભોગે પણ તેમણે ઘણા ખંત અને ઉત્સાહથી મને મદદ કરી છે. તે ઉપરાંત જૂનાગઢ સ્ટેટના ચીફ જ્યુડીશિયલ અમલદાર શ્રી કરીમ મહમદ માસ્તરના 'ગુજરાતના મુસલમાનો' નામના પુસ્તકમાંથી પણ મને સારી જેવી માહિતી મળી શકી છે. આ પુસ્તકની અંદર બોમ્બે ગવર્નમેન્ટ 'ગેઝેટિયર'ના ૯ મા પુસ્તકમાંથી અમુક ભાગોનું ભાષાન્તર કરી મૂકવામાં આવેલું છે. આ ઉપરાન્ત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંશોધનવિભાગમાં કામ કરતા ભાઈશ્રી અબુઝફર નદવીસાહેબ તરફથી પણ મને સારી મદદ મળેલી છે. અત્રે તેમનો પણ આભાર માનું છું.

# ગુજરાતી મુસલમાનોની અટકોની યાદી

અજમેરી
અત્તરવાળા
અન્સારી
અલવી
અમદાવાદી
અબ્રહાની
અમીન
આખૂંજી
આફ્રિકાવાળા
આગબોટવાળા
આરબ
આરસીવાળા
ઇનામદાર
ઇમામ
ઉજ્જૈની
ઉરેઝી
ઉસ્માની
ઊનવાળા
એદ્રુસી
કટારીવાળા
કડીવાળા
કઠિયારા
કરાલિયા
કલ્યાણી
કસાબ
કસ્બાતી
કાકા
કાજી
કાગદી
કાચવાળા
કાચા ચાવલ
કાદર
કાનૂગા
કાપડવાળા
કાસમાણી
કિલ્લેદાર
કુતુબી
કુરેશી
કૂંજડા
કેરા
કોટવાળ
કોટાવાળા
કંકોડીવાળા
કંકોરીવાળા
કંગાઈગરા
કંપનીવાળા
ખતીબ
ખલીફ
ખલીફા
ખરાદી
ખાન
ખીલજી (ખલજી)
ખેરીચા
ખોજા
ગરીબ હકીમ
ગવૈયા
ગસ્સાલ
ગાંધી
ગુલ્લીવાળા
ગોટી
ગોલંદાસ
ગૌબા—ગવબા
ઘાસતેલવાળા
ઘોઘા
ઘોરી
ઘોરબોદિયા
ચંવર બરદાર
ચાઉસ
ચામડિયા
ચારણિયા
ચાવડા
ચિસ્તી
ચીલવાળા
ચુડગર
ચુનાવાળા
ચૂંદરીગર
ચોકસી
ચોપડા
ચોપદાર
ચૌહાણ
છપરબંધ
છાપગર
છીપા
છોટાણી

જમાદાર
જરદોસ
જાથ
જામદાનીવાળા
જાંબુડીવાળા
ઝવેરી
ઝીણા
ટીનવાળા
ટીપુ
ટીંબુરીવાળા
ટુટીગરા
ટોપીવાળા
ઠાકોર
ઠઠ્ઠીવાળા
ઢાડી
ઢોલડિયા
તકલી
તલાટી
તાઈ
તાસ્તી
તાળાવાળા
તિરમીઝી
તૈયબજી
દફતરી
દલાલ
દાલચાવલ
દીવાનાબાબા
દેવડીવાળા
દેસાઈ
ધોળકાવાળા

નકવી
નક્ષબંદી
નગરી
નગીનગર
નદવી
નમાઝી
નરમાવાળા
નરસિંહ
નવાબ
નસ્તર
નાખુદા
નાગામિયાં
નાગોરી
નાતાલવાળા
નાનજિયાણી
નાળબંધ
નિઝામી
નીલગર
નૂરાણી
પટેલ
પટેલજી
પટણી
પઠાણ
પતંગિયા
પનાગર
પરવાળા
પરમાર
પહેલવાન
પાદરવાળા
પાનવાળા

પાનદાનવાળા
પાનારા
પન્ની
પાપડવાળા
પાંજનીગરા
પીરાણાવાળા
પીરાણી
પીસુ
પૂંઠાવાળા
પેટીવાળા
પોમચાવાળા
પોસ્ટમૅન
ફકીર
ફણીબંદા
ફોજદાર
બખત્યાર
બચ્ચા જમાદાર
બડામિયાં
બક્ષુ
બરકતવાળા
બરોલિયા
બલૂચ
બસરિયા
બાબકઝા
બાગવાન
બાજોડી
બાબી
બારક
બારયા
બાલદીવાળા

| | | |
|---|---|---|
| બાદશાહ | મશાલચી | યુસુફ ઝે |
| બાલોતરાવાળા | મસ્કતી | રઝવી |
| બાવગીર | મસ્કતીવાળા | રફાઈ |
| બાવામિયાં | મસ્તાન | રફુગર |
| બાસ્ટાવાળા | મસાણિયા | રસીવાળા |
| બાહદા | માચીસવાળા | રાઠોડ |
| બીજળીવાળા | મારફતિયા | રાણા |
| બુખારી | માસ્તર | રાધનપુરવાળા |
| બેલવાળા | મિયાં | રિસાલદાર |
| બેલીમ | મિયાંભાઈ | રીંછડીવાળા |
| બોટાવાળા | મીરઝાં | રૂપાવાળા |
| બોલવાળા | મીરધાં | રૂશનાઈવાળા |
| બંગાળી | મુકરદમ | રોશનીવાળા |
| બંદેઅલી | મુનશી | રંગવાળા |
| બંધારા | મુલતાની | રંગીનવાળા |
| બાંગી | મુલ્લાં | લતીફ |
| ભકરી | મુસ્તફા | લુકમાની |
| ભઠિયારા | મેમણ | લોખંડવાળા |
| ભવૈયા | મેવાતી | લોહાણી |
| ભાંડ | મેંગ્લોર | વકીલ |
| ભાડભૂંજા | મેંદવી | વલીઉલ્લા |
| ભોંયરા | મેંદાજી | વરખસાઝ |
| મક્કી | મોતીવાળા | વેલશી |
| મનસૂરી | મોમીન | વીરાણી |
| મનિયાર | મોરકશ | વહોરા |
| મદની | મોલવી | શાહી |
| મોહિયુદ્દીન | મોદુદી | શાહીવાળા |
| મલબારી | મોલાબક્ષ | શીરાઝી |
| મલેક | યમાની | શેખ |
| મશહદી | યુરેઝી | શેખડા |

| | | |
|---|---|---|
| સગરી | સાલેરી | હકીમ |
| સફરી | સાહેરવાળા | હકીમજી |
| સફદરી | સિંગાપુરી | હરસોલિયા |
| સમશીર | સિદ્દીકી | હરરવાળા |
| સરકીગરા | સુરૈયા | હવા |
| સર્વીન | સુરતી જમાદાર | હવાકાગદી |
| સાબરિયા | સોદાગર | હાફીઝ |
| સાબલિયા | સોનીવાળા | હાજી |
| સાબુવાળા | સોહરવર્દી | હીરાણી |
| | | હૈદરી |

## મુસલમાની અટકો

અજમેરી—અજમેર ગામના વતનીની આ અટક પડેલી છે. (અજમેર એ મુસલમાન લોકોની જાત્રાનું એક ધામ ગણાય છે, તેથી તે ગામ મુસલમાન કોમમાં સારી પેઠે જાણીતું છે.)

અત્તરવાળા—અત્તર વેચવાનો ધંધો કરનારની આ અટક પડી છે.

અન્સારી—હઝરત પયગંબરસાહેબ હિજરત કરીને મદીના ગયા, ત્યારે મદીનાના લોકોને પોતે અન્સાર નામ આપ્યું. તે અન્સારના વંશજો આજે અન્સારીને નામે ઓળખાય છે. (અન્સાર શબ્દનો અર્થ મદદ કરનાર એવો થાય છે.)

અલવી—હઝરત અલીનાં બીજાં પત્ની (બીબી ફાતમાના ગુજરવા પછી કરેલાંના વંશજો.)

અમદાવાદી—અમદાવાદ શહેરના વતની.

અબ્બાસી—પયગંબર સાહેબના કાકા હઝરત અબ્બાસના વંશજો—જેમણે સદીઓ સુધી બગદાદ ઉપર રાજ્ય કરેલું, અને હાલ ભાવલપુરમાં અબ્બાસીનું રાજ્ય છે. અમદાવાદમાં ઘણા અબ્બાસી લોકો વસેલા છે.

અબ્રહાની—આ અટક માટે એક અટકળ એવી છે કે તે સિન્ધી અટક છે, અને બીજી 'આણી' પ્રત્યયવાળી સિન્ધી અટકો માફક અબ્રહાણી એવી આ કોઈ સિન્ધી મુસલમાનની આ અટક હશે.

બીજી એક રસિક વાત આ કુટુંબ વિશે સાંભળી છે. કાઠિયા-

વાડમાં માત્ર એક જ કુટુંબની અબ્રહાની અટક છે. આ બાબત વિશે તપાસ કરતાં જણાય છે કે તે કુટુંબની અસલ અટક મોમીન હતી. જ્યારે કુટુંબના છોકરાઓને મુંબાઈ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષામાં બેસવાનો સમય આવ્યો ત્યારે એ વિદ્યાર્થીઓને પરીક્ષામાં આગળ નામ આવે* એવી ઇચ્છા થઈ. તેમની ઇચ્છા કોઈ અવનવી મુસ્લિમ અટક ધારણ કરવાની હતી; અને તેમણે બધી જ મુસ્લિમ અટકો ઢૂંઢી પણ મનગમતી અવનવી અટક ન મળી, ત્યારે તે વિદ્યાર્થીઓ બોલ્યા-અબ રહા નહિ ! (હવે એકે અટક શોધવાની બાકી રહી નથી. ) તે વાક્યનો સામટો ઉચ્ચાર કરતાં—અબ્રહાની—તેમના કાનને તે ગમી જતાં, તે જ તેમણે પોતાની અટક બનાવી દીધી.

અમીન—હિન્દુઓમાં અમીન શબ્દ જે અર્થમાં વપરાય છે, તે જ અર્થમાં મુસલમાન લોકોમાં પણ વપરાય છે. અમાનતદાર એટલે ભરોસો કરીને મુકાયેલી થાપણ સાચવનાર.

આખૂંજી—પ્રાથમિક તથા ધાર્મિક શિક્ષણ આપનાર.

આફ્રિકાવાળા—આફ્રિકા જઈ વસેલા અથવા એક વખતના આફ્રિકાવાસી પણ હાલ હિન્દ આવી રહેલા માણસની અટક છે.

આગબોટવાળા—આગબોટ વાટે વેપાર કરતા કોઈ શખ્સની અટક છે.

આરબ—મૂળ અરબસ્તાનથી આવી હિન્દમાં વસેલા, તેથી આરબ અટક પડેલી છે.

આરસીવાળા—આરસીઓ વેચવાનો ધંધો કરનારની આ અટક છે.

ઇનામદાર—રાજ્ય તરફથી જેને ગામ ગરાસ ઇનામમાં મળ્યાં હોય તે ઇનામદાર કહેવાય છે. ઇનામદાર અટક હિન્દુઓમાં પણ હોય છે.

ઇમામ—આ શબ્દ મૂળ અરબ્બી ભાષાનો છે. ધાર્મિક બાબતોમાં લોકોને માર્ગ બતાવનારને ઇમામ કહે છે. ઇમામનો અર્થ 'આગેવાન' એવો પણ થાય છે. નમાઝ પઢાવનારને પણ ઇમામ કહે છે.

ઉજ્જૈની—ઉજ્જનના વતનીની આ અટક છે.

---

* જુઓ હિન્દુ વિભાગમાં વિદ્યાર્થીઓની અટકોનો વિભાગ.

ઉરેઝી—ઇસ્લામ જગતમાં જાણીતા એવા સૈયદ ખુન્દમીર તથા સૈયદ યાકુબના વંશજો ઉરેઝીને નામે ઓળખાય છે.

ઉસ્માની—હઝરત પયગંબર સાહેબના ત્રીજા ખલીફ અને જમાઈ હઝરત ઉસ્માન ઝીન નુરેનના વંશજો ઉસ્માની તરીકે જાણીતા રહ્યા છે.

ઝીનવાળા—ઝીનનો વેપાર કરનાર, ઝીનનો સામાન વેચવાની દુકાનવાળાની આ અટક છે.

એદ્રુસી—અરબસ્તાનના હઝરમોતના શરીફ અબુબક્કરના પુત્ર શરીફ શેખના વંશજો એદ્રુસી કહેવાય છે. અમદાવાદમાં ઝવેરીવાડમાં એદ્રુસીનો રોજો છે, અને આ કુટુંબ સુરતમાં વસેલું છે.

કટારીવાળા—કટાર રાખનાર અથવા અસલ કટારી વેચનારની આ અટક હોઈ શકે.

કડીવાળા—ગામના નામ ઉપરથી પડેલી આ અટક છે. ગુજરાતમાં કડી નામનું ગામ છે, તેના વતનીની આ અટક છે.

કમાનગર—ચિત્રકાર.

કઠિયારા—લાકડાં કાપનારને કઠિયારા કહે છે, પરન્તુ લાકડાં વેચવાની વખારવાળાની આ અટક હશે એમ લાગે છે. કાઠી વેચનારને પણ કઠિયારા કહે છે. તે રીતે આ અટક પડી છે.

કરાલિયા—માટીનાં વાસણ બનાવનારને કરાલિયા કહે છે. હવે એ કરાલિયાઓ પોતાને કૂજાફરોશ કહેવડાવે છે.

કલ્યાણી—પઠાણ કુટુંબ કલ્યાણથી આવી ગુજરાતમાં વસ્યું, તેમની અટક કલ્યાણી છે.

કસ્તબ—કસાઈ.

કસ્બાતી—જમીનજાગીરના માલિક પોતાને કસ્બાતી કહેવડાવે છે.

કાકા—પીરાણા પંથના મુખ્ય શિષ્ય-કાકા કહેવાય છે.

કાકી—ચિશ્તિયા સંપ્રદાયના સન્ત ખાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરીના ગાદી વારસ કુતુબુદ્દીન બખ્તિયાર કાકી. અમદાવાદના સુન્ની વહોરાઓમાં આ એક અટક છે.

કાગદી—કાગળ બનાવનારને કાગદી કહે છે.

કાચવાળા—કાચનો સામાન વેચનારને કાચવાળા કહે છે.

કાચા ચાવલ—સુન્ની વહોરાઓમાં એક કુટુંબની આ અટક છે. કટાક્ષ અથવા મશ્કરીમાં તે પડેલી છે.

કાદર—કાદરી—લગભગ હિજરી ૭મી સદીમાં બગદાદમાં અબ્દુલ કાદર જિલાની નામના સંતપુરુષ થઈ ગયા. તેમના વંશજો આજે કાદરીની અટકથી ઓળખાય છે. કાદરીનો અર્થ અનુયાયી એવો પણ થાય છે.

કાનૂગા—અસલ શબ્દ છે કાનૂનગો. તેનો અર્થ કાયદો જાણનાર એવો થાય છે. તે ઉપરથી લોકવાણીએ કાનૂગા શબ્દ બન્યો છે.

કાપડવાળા—કાપડ વેચનાર—ના કાપડની દુકાનવાળા કાપડિયાની આ અટક છે.

કાસમાણી—ખોજા અને મેમણોમાં આ અટક છે.

કિલ્લેદાર—કિલ્લાના રક્ષક.

કુતુબી—અમદાવાદની પાસે વટવા નામનું નાનું ગામ છે. ત્યાં કુતુબે આલમ નામના પ્રખ્યાત પુરુષ થઈ ગયા. તેમના વંશજો આજે કુતુબી કહેવાય છે.

કુરેશી—હઝરત મહમદ પયગંબર સાહેબના (પહેલાના) કુટુંબીઓના વંશજો આજે કુરેશી તરીકે ઓળખાય છે.

કૂંજડા—શાકભાજી વેચનાર કાછિયાને માટે આ શબ્દ વપરાય છે. તેને બકાલ પણ કહે છે.

કેરા—દાઉદી વહોરાનું સિદ્ધપુરમાં વસતું કુટુંબ આ અટકથી ઓળખાય છે.

કોટવાળ—શહેરનો (રક્ષક) ઉપરી—મોડાસામાં આ કુટુંબ છે.

કોટાવાળા—કોટા ગામના વતનીની આ અટક છે.

કંકોડીવાળા—નીચે કંકોરીવાળા અટકમાં આ જ શબ્દની સમજૂતી આપેલી છે. ઉપરાંત કંકોડી એ સુગંધી મૂળિયું છે અને તે દવામાં વપરાય છે.

કંકોરીવાળા—કંકોડી શબ્દનો જ અપભ્રંશ કંકોરી શબ્દ બન્યો હોય એમ બનવું સંભવિત છે. પરન્તુ કંકોરીવાળા અટક ધારણ

કરનાર કુટુંબનું કહેવું એવું છે કે આ અટક નીચે મુજબ ઉત્પન્ન થઈ છે:—

અમદાવાદમાં સુન્ની વહોરા કુટુંબ, લેણદેણમાં અતિશય પ્રામાણિક હોઈ, કોઈની એક કોરી પણ ઓછીવત્તી રાખતા નહિ, તે ઉપરથી આ અટક પડેલી છે.

કંગાઈગિરા—કંગાઈ એટલે વાળ હોળવાની કાંસકી બનાવનારને કંગાઈગિરા કહે છે.

કંપનીવાળા—કોઈ જાતની વેપારી કંપની કાઢનારની આ અટક પડેલી હશે, એમ લાગે છે.

ખતીબ—જુમ્માને દિવસે અથવા ઇદને દિવસે નમાઝ અગાઉ મસીદમાં ભાષણ કરનારને ખતીબ કહે છે.

ખલીફ—ખરો શબ્દ ખલીફા છે. તેની સમજૂતી નીચે આપેલી છે.

ખલીફા—હઝરત પયગંબર સાહેબની પછી આવનારા ગાદી-વારસોને ખલીફા કહે છે. ગુજરાતી ભાષામાં આપણે તે શબ્દનું ભાષાન્તર કરીએ તો તેને 'ઉત્તરાધિકારી' કહી શકીએ. પયગંબર સાહેબ પછી પહેલા ખલીફા હઝરત અબુબક્કર સિદ્દીક; બીજા હઝરત ઉમર; ત્રીજા હઝરત ઉસ્માન; અને ચોથા હઝરત અલી; અને બની ઉમૈયા અને બની અબ્બાસના રાજ્યકર્તાઓને ખલીફ કહેવામાં આવતા. ને તુર્કીના છેલ્લા રાજ્યકર્તાને મુસ્તફા કમાલે પદભ્રષ્ટ કરી ખિલાફતનો અન્ત આણ્યો.

ખરાદી—લાકડાંની વસ્તુઓ ઉતારનાર.

ખંડવાણી—મેમણ કુટુંબની આ અટક છે. આ પ્રકારની 'આણી'થી પૂરી થતી અટકો મૂળ સિન્ધ અને કચ્છમાં થઈ ગુજરાતમાં દાખલ થયેલી છે.

ખાન—પઠાણ લોકોને ઉદ્દેશવાનો આ એક પ્રકાર છે. દરેક પઠાણને ખાન અથવા ખાનસાહેબ કહી શકાય છે. પઠાણો પોતાના નામ સાથે ખાન શબ્દ લખે છે, જેમકે મહમદખાન, અહમદખાન વગેરે.

ખીલજી—(ખલજી) અલ્લાઉદ્દીન ખીલજીનાં વંશજો ખીલજી

અથવા ખલજીની અટકથી આજે ઓળખાય છે.

ખેરીચા—દાઉદી વહોરાના એક કુટુંબની આ અટક છે.

ખોજા—મૂળ હિન્દુ કોમની લોહાણા જ્ઞાતિમાંથી મુસલમાન થયેલાઓ ખોજા કહેવાય છે. ખોજાઓમાંના કેટલાક ના. આગાખાનને માને છે, કેટલાક સુન્ની પંથમાં છે, કેટલાક બાર ઇમામોને માનનારા શિયા છે.

ગરીબ હકીમ—સૂરત, અમદાવાદ તથા પાલણપુરમાં વસતાં કુટુંબની આ અટક છે.

ગવૈયા—ગાનતાનનો ધંધો કરનારને ગવૈયા કહે છે.

ગસ્સાલ—મુસલમાન કોમમાં કોઈ મરી જાય ત્યારે મડદાંને નવડાવનારને ગસ્સાલ કહે છે.

ગાંધી—ગાંધીનો ધંધો કરનારની આ અટક છે. ગાંધી અટક હિન્દુ, મુસલમાન તથા પારસી એ ત્રણે મુખ્ય ગુજરાતી કોમોમાં આજે અસ્તિત્વ ધરાવે છે.

ગુલ્લીવાળા—ગળી વેચનારની આ અટક છે. ગળી ઉપરથી ગુલી, અને ગુલ્લી એમ રૂપાન્તર થયેલું છે.

ગોટી—સાબુની ગોટી વેચનારની આ અટક છે.

ગોલંદાસ—તોપમાં ગોળા ભરનારને ગોલંદાજ—ગોલંદાસ કહે છે. આ કુટુંબ હાલ સૂરતમાં છે.

ગૌલી—ગવલી—દૂધવાળા.

ઘાસતેલવાળા—ઘાસતેલ વેચવાનો ધંધો કરનારની આ અટક છે.

ઘોઘા—સુન્ની વહોરાઓમાં અટક છે.

ઘોરી—શાહબુદ્દીન ઘોરીનાં વંશજો આજે પણ ઘોરી અટક ધારણ કરી રહ્યા છે.

ઘોરખોદિયા—કબર ખોદનાર.

ચંવર બરદાર—ચમ્મર ઢોળનાર.

ચાઉસ—અરબી કુટુંબોમાં વડીલને ચાઉસ કહે છે.

ચામડિયા—ચામડાં ધોવાનો ધંધો કરનાર.

ચારણિયા—ભાટ-ચારણ.

ચાવડા—રજપૂતમાંથી મુસલમાન થયેલાની અટક છે.

ચિશ્તી—અજમેરમાં ખાજા મુઇનઉદ્દીન ચિશ્તી સંજરીના સંપ્રદાયના લોકો તે ચિશ્તી. (આ ઉપનામનું કારણ એ છે કે ખાજા મુઇનદ્દીન ચિશ્તી એ કાબુલની ઉત્તરે આવેલું શહેર છે.)

ચીલવાળા—ચીલ એટલે સમડી; સમડી પાળનારા ચીલવાળા કહેવાયા હોય એવો સંભવ છે.

ચુડગર—હાથીદાંતની ચૂડીઓ વહેરનારા.

ચુનાવાળા—ચુનાના વેપારીની અટક છે.

ચૂંદરીગર (ચૂંદડીગર)—ચૂંદડીઓ વેચનાર અને બાંધણીકામ કરનારને ચૂંદડીગર કહે છે. તે ધંધો મૂકી દીધા છતાં, કેટલાંક કુટુંબોએ તે અટક ચાલુ રાખી છે. અસલ ખત્રી લોકો છે. એ લોકો અસલ કચ્છથી આવી ગુજરાતમાં વસેલા. બીજાં શહેરોમાં તેઓ હજી ખત્રીને નામે ઓળખાય છે. અમદાવાદમાં તેઓ ચૂંદરીગરની અટકે જાણીતા થયા છે.

ચોકસી—ચોકસીનો ધંધો કરનાર.

ચોપડા—આ અટકવાળું કુટુંબ ગુજરાતમાં ધંધુકા ગામમાં છે. ચોપડાના વેપારી હોવાથી તેમની આ અટક પડેલી છે.

ચોપદાર—છડીદાર, નેકી પુકારનાર

ચૌહાણ—અસલ રજપૂતમાંથી હિન્દુધર્મ બદલી ઇસ્લામનો અંગીકાર કરેલો, છતાં એ કુટુંબોએ પોતાની રજપૂત અટક કાયમ રાખી છે. આવી રીતની બીજી પણ કેટલીક રજપૂત અટકો મુસલમાન કોમમાં મળી આવે છે; જેવી કે સોલંકી, રાઠોડ, જેઠવા વગેરે.

છપરબંધ—છાપરું બાંધવાનું કામ કરનારને છપરબંધ કહે છે. છાપરાંની ઉપરની વળીઓને કુસ દોરી બાંધવાનું કામ ખાસ કરીને છપરબંધીઓ કરે છે.

છાપગર—થોડાં વર્ષો ઉપર આ લોકો કપડાં છાપતા. પરન્તુ આજકાલ તેઓ ચાંદીસોનાના વરખ બનાવવાનું કામ કરે છે.

છીપા—અસલ મારવાડથી આવેલા અને કપડાં રંગવા તથા છાપવાનું કામ કરે છે.

છોટાણી—મેમણ અટક છે (મૂળ 'છોટા' નામ ઉપરથી).

જમાવત—

જમાદાર—પોલીસ ખાતામાં જમાદારની નોકરી કરનારને જમાદાર કહે છે; તે ઉપરાંત મોટી ઓફિસોમાં પટાવાળાઓમાં સૌથી ઉપર-વટના પટાવાળાને જમાદાર કહે છે.

જરદોસ—જરીનું કામ કરનારને જરદોસ કહે છે. હિન્દુ કોમમાં પણ એ પ્રકારનું કામ કરનાર જરદોસ કહેવાય છે. એટલે આ અટક હિન્દુ અને મુસલમાન બન્ને કોમમાં અસ્તિત્વ ધરાવે છે.

જાની—મોડાસામાં સુન્ની વહોરાઓમાં આ અટક છે. આ અટક હિંદુઓમાં પણ છે.

જામદાનીવાળા—કાપડ વેચનાર (જામદાની નામનું કપડું આવે છે).

જાંબુડીવાળા—ઝાડ ઉપરથી પડેલી અટક છે. કોઈના ઘરને આંગણે જાંબુનું ઝાડ હોય તે ઉપરથી અટક પડી શકે. બીજી કલ્પના આ રજૂ કરું છું. છોકરાંને રમવા માટે લાકડાની ઉતારેલી ને રંગેલી એક જાતની નાની સરખી રમકડાની લાકડી અપાય છે તેને જાંબુડી કહે છે. એ જાંબુડી વેચનાર પણ જાંબુડીવાળા હોઈ શકે.

ઝવેરી—ઝવેરાતનો ધંધો કરનારની આ અટક છે. ધંધાદારી અટક હોઈ, તે અમુક એક કોમને વળગેલી નથી. ઝવેરી અટક હિન્દુ, મુસલમાન તથા પારસી ત્રણે કોમોમાં મળી આવે છે.

ઝીણા—બાપના નામ ઉપરથી પડેલી આ અટક છે. બાપનું નામ ઝીણાભાઈ તે ઉપરથી અટક ઝીણા, અને તે ઉપરથી લોકવાણી-એ જિન્ના અટક બનેલી છે.

ટીનવાળા—ટીન એટલે પતરાં તથા પતરાંનો સામાન બનાવનાર અથવા વેચનારની આ અટક છે.

ટીપુ—અર્થ મળ્યો નથી.

ટીંબુરીવાળા—અર્થ મળ્યો નથી.

ટુરીગરા—નાની નાની તાંબાપિત્તળની વસ્તુઓ બનાવનારા કંસારાની આ અટક છે. આજના જમાનામાં ટુરીગરા લોકો સોના-ચાંદી ઘડવાનું કામ કરે છે.

ટોપીવાળા—ટોપીઓ વેચનારની આ અટક છે.

ઠાકોર—આ હિન્દુમાંથી મુસલમાન બનેલા કુટુંબની અટક છે. મૂળ હિન્દુ અટક ઠાકોર હશે, તે ધર્મ બદલ્યા છતાં અટક બદલેલી નહિ તેથી ઠાકોર અટક મુસલમાન કોમમાં આવી ગઈ છે.

ડટ્ટીવાળા—કોટાના વેપારી. અમદાવાદના સુન્ની વહોરામાં એક અગ્રપદ ધારતું કુટુંબ છે.

ઢાડી—સારે પ્રસંગે ગાવા આવે છે તે લોકો ઢાડી કહેવાય છે. આ શબ્દ કોઈ ઇસ્લામ દેશોની ભાષાનો નથી, પરન્તુ હિન્દુસ્તાનનો જ છે.

ઢોલડિયા—ઢોલ વગાડનાર અથવા ઢોલીને ઢોલિયા પણ કહે છે.

તકવી—ઇસ્લામ જગતમાં જાણીતા એવા ઇમામ અલી તકીના વંશજો તકવીને નામે આજે પણ ઓળખાય છે.

તલાટી—તલાટીનો હોદ્દો ભોગવનાર.

તાઈ—પાઘડીઓ વણનારને તાઈ કહે છે. હાતીમ તાઈના કુટુંબનું નામ પણ હોઈ શકે. હાતીમતાઈ સિન્ધી હતા, એમ હવે મનાય છે.

તાસ્તી—તાસાં વગાડનારને તાસ્તી કહે છે.

તાળાવાળા—તાળાં વેચનારની આ અટક છે.

તિરમીઝી—ઇસ્લામના સુપ્રસિદ્ધ સન્ત પહવા તિરમીઝીના અનુયાયીઓ તથા કુટુમ્બીઓની આ અટક છે.

તૈયબજી—બાપદાદાના નામ ઉપરથી (ગુજરાતમાં વહોરાઓનું એક અગ્રગણ્ય સંસ્કારી કુટુંબ છે.)

દફતરી—દફતર એટલે ઓફિસમાં કામ કરનારને દફતરી કહે છે.

દલાલ—કોઈ પણ પ્રકારના ધંધામાં દલાલી કરનારને દલાલ કહે છે. ધંધાને લગતી આ અટક હિન્દુ, પારસી તથા મુસ્લિમ ત્રણે કોમોમાં મળી આવે છે.

દાલચાવલ—સુન્ની વહોરાનું કુટુંબ.

દીવાનાબાબા—વડવાઓના ઉપનામ ઉપરથી પડેલી અટક છે.

દેવડીવાળા—સ્થળ ઉપરથી.

દેસાઈ—ધંધુકા તરફ આ અટક વધારે જોવામાં આવે છે.

ધોળકાવાળા—ધોળકા ગામ ઉપરથી પડેલી અટક છે.

નકવી—ઇમામઅલી નકીના વંશજો, અને અનુયાયીઓ નકવીને નામે આજે ઓળખાય છે.

નક્ષબંદી—પહેલા હઝરત અબુબક્કર સાદ્દિકના અનુયાયી સૂફીઓનો એક સંપ્રદાય.

નગરી—જામનગરી.

નગીનગર—ઝવેરાત ઉપર પાસા પાડનાર.

નદવી—લકનૌમાં ધાર્મિક કૉલેજમાં ભણેલા—એ કૉલેજનું નામ નુદ્દવતુલ્ ઉલ્મા છે.

નમાઝી—ઇરાની કુટુંબ.

નરમાવાળા—રૂનો વેપાર કરનારની આ અટક છે.

નરસિંહ—હિન્દુમાંથી મુસલમાન થયેલા કોઈ માણસે પોતાનું હિન્દુ નામ કાયમ રાખ્યું હોય તેની આ અટક છે.

નવાબ—સુન્ની વહોરામાં આ અટક છે. રાજ્યકર્તા.

નસ્તર—ઉપનામ છે. શાયર તરીકે રાખેલું ઉપનામ છે.

નાખુદા—વહાણનો ઉપરિ.

નાગામિયાં—આ કુટુંબમાં એક નાગામિયાં નામના જાણીતા પુરુષ થઈ ગયા. તેના પવિત્ર નામની યાદગીરી સાચવી રાખવા કુટુંબે તે નામને અટકના રૂપમાં ફેરવી નાખ્યું છે.

નાગોરી—નાગોર ગામ ઉપરથી પડેલી અટક છે.

નાતાલવાળા—(આફ્રિકામાં) નાતાલમાં વેપાર અર્થે ગયેલા માણસો નાતાલવાળા તરીકે ઓળખાઈ, તે કુટુંબની અટક નાતાલવાળા પડેલી છે.

નાનજિયાણી—કચ્છી-ખોજા કુટુંબની આ અટક પડેલી છે. મૂળ પુરુષનું નામ નાનજી હોવાથી આ અટક પડેલી છે.

નાળબંધ—નાળ બાંધનાર.

નિઝામી—દિલ્હીવાળા ખાજા નિઝામુદ્દીન ઓલિયાના સંપ્રદાયના માણસો નિઝામીની અટકથી ઓળખાય છે.

નીલગર—ગળી વેચનાર.

નૂરાણી—મેમણ કુટુંબની અટક છે. મૂળ પુરુષનું નામ નૂરાજી હશે.

પટેલ—ગામના (અથવા કોમના) મુખ્ય પુરુષ હોવાથી કોઈ માણસને પટેલનું ઉપનામ મળ્યું હોય, તે પછી અટક તરીકે વંશ-પરંપરા ચાલ્યું આવે. આ અટક ભરૂચ જિલ્લામાં વધારે પ્રમાણમાં હોય છે.

પટેલજી—પટેલ અટકને વધારે માનભરી બનાવવા પટેલજી શબ્દ યોજાયો છે.

પટણી—પાટણના વતની—ગુજરાત તથા પ્રભાસ બન્નેના વતની.

પઠાણ—મુસલમાન કોમમાં ચાર મુખ્ય વિભાગો પૈકીનો આ એક એક વિભાગ છે. બાકી ત્રણ—શેખ, સૈયદ અને મોગલ એ પ્રમાણે છે.

પતંગિયા—પતંગ વેચવા અને બનાવવાનું કામ કરનારની આ અટક છે.

પનાગર—સુન્ની વહોરાઓમાં એ મળી આવે છે. અસલ પાનાગર ઉપરથી બનેલો શબ્દ છે.

પરવાલા—પીંછાનો વેપાર કરનાર.

પરમાર—રજપૂતમાંથી મુસલમાન બનેલા કોઈ માણસે પોતાની અસલ રજપૂત અટક ચાલુ રાખેલી છે. પરમાર એ રજપૂતોમાંથી એક જાત છે.

પહેલવાન—શરીરે ખૂબ મજબૂત માણસની આ અટક પડેલી છે, અને તે પછી તેના વંશજોએ કાયમ રાખેલી છે.

પાદરવાળા—ગામને પાદરે—ભાગોળે—રહેતા કોઈ માણસ પાદરવાળા તરીકે જાણીતા થયેલા તે ઉપરથી તે જ તેમની અટક પડી ગયેલી છે.

પાનવાળા—પાન વેચનાર.

પાનદાનવાળા—પાન મૂકવાની જુદાજુદા ઘાટની પાનદાન બનાવનાર અથવા વેચનારની આ અટક છે.

પાનારા—સૂતર ઉપર આર ચઢાવનાર.

પન્ની—ગુજરાતના સૂબા દાઉદખાન પન્નીના વંશજો.

પાપડવાળા—પાપડ વેચનાર.

પાંજનીગરા—સૂતરમાં આર નાંખનારા.

પીરાણાવાળા—પીરાણા ગામના મુસલમાનો.

પીસુ—અમદાવાદમાં સુન્ની વહોરાઓમાં આ અટક છે.

પીરાણી—ખોજા કુટુંબની અટક છે.

પુતપંથી—પીર ઇમામશા—એમના મૂળ પુરુષ—આ ગામ અમદાવાદથી ૭ ગાઉ દૂર છે.

પૂંઠાવાળા—કાગળના પૂંઠા વેચનાર અથવા બનાવનાર સુન્ની વહોરાઓમાં આ અટક છે.

પેટીવાળા—પેટીઓ વેચનાર.

પોમચાવાળા—હિન્દુ સ્ત્રીઓને પહેરવાના પોમચા નામના સાળુ આવે છે, તે વેચનારની આ અટક છે.

પોસ્ટમેન—ટપાલીની નોકરી કરનાર (અંગ્રેજી શબ્દ મુસલમાની અટકરૂપ બની રહ્યો છે.)

ફકીર—ભિક્ષુક.

ફારૂકી—હઝરત પયગંબર સાહેબના બીજા ખલીફ ઉમર ફારૂકના વંશના.

ફણીબંદા—શાળ માટે ફણી બનાવનારા.

ફોજદાર—પોલીસ ખાતામાં ફોજદારી કરનાર.

બખત્યાર—સોલાપુર, વિજાપુર વગેરે બાજુ આ ચિશ્તિયા કુટુંબો છે. સંપ્રદાયના હઝરત કુતબુદ્દીન બખત્યાર કાકીના વંશજોમાંથી આ અટક આવી હોય એમ મનાય છે.

બચ્ચા જમાદાર—મૂળ સિન્ધિ કુટુંબ અત્યારે વડોદરામાં વસેલું છે.

બડામિયાં—કોઈ વડવાના નામ ઉપરથી પાડેલી અટક છે.

બબ્રુ—બબર-રૂ એમ બે જુદા શબ્દો છે. બબર એટલે સિંહ અને રૂ=ચહેરો—સિંહ ચહેરાવાળો તે બબ્રુ. કોઈ એવા પ્રતાપી ચહેરાવાળા પુરુષ ઉપરથી પડેલી અટક છે.

બરકતવાળા—સુન્ની વહોરામાં આ અટક છે.

બરોલિયા—ધંધુકા તરફના ખેતીવાડી કરતા વહેરાઓમાં આ અટક છે.

બલૂચ—બલુચિસ્તાનથી આવેલા.

બસરિયા—બસરામાં વેપાર કરનારા.

બાઅકઝા—અરબોના એક કુટુંબનું નામ છે—આ કુટુંબ સૂરતમાં વસે છે.

બાગવાન—માળી.

બાજોડી—સરહદ પાસે બાજોડ તાલુકાના વતની.

બાબી—પઠાણોની એક જાત છે. શાહી જમાનામાં મોગલ બાદશાહ હુમાયુના સમયમાં બાબી લોકો દરવાનનું કામ કરતા. અત્યારે જૂનાગઢ, રાધનપુર, બાલાસિનોર, માણાવદર, બાંટવા તથા સરદારગઢના રાજ્યકર્તાઓ બાબી વંશના છે.

બારકઝૈ—પઠાણ કુટુંબનું નામ છે.

બારયા—ગામના નામ ઉપરથી પડેલી અટક છે.

બાલદીવાળા—પાણી ભરવાની બાલદી ( ડોલ ) વેચનારની આ અટક છે.

બાદશાહ—સૂરતના સુન્ની વહોરા કુટુંબની અટક છે.

બાલોતરાવાળા—મારવાડમાં બાલોતરા ગામ છે તે ઉપરથી.

બાવઝીર—અરબી કુટુંબનું નામ છે.

બાવામિયાં—વડવાના નામ ઉપરથી આવું ઉપનામ પડ્યું હોય. ગુજરાતમાં આ અટક ભાગ્યે જ હશે.

બાસ્ટાવાળા—સુન્ની વહોરાઓમાં આ અટક છે.

બાહદા—અરબી કુટુંબ (અમદાવાદમાં છે).

બીજલીવાળા—વીજળીના દીવા વગેરે સંબંધીનું કામકાજ કરનારા.

બુખારી—બુખારાથી આવેલા સૈયદોનું કુટુંબ.

બેલવાળા—બળદને બેલ કહે છે, તે વેચવાનો ધંધો કરનાર.

બેલીમ—અસલ શબ્દ બહેલીમ. કાઠિયાવાડમાં આ કુટુંબો વસે છે.

બોટાવાળા—રાંદેરમાં સુન્ની વહોરાનું એક કુટુંબ છે.

બોલવાળા—બોલ ( દડા ) વેચનાર.

બંગાળી—બંગાળના મૂળ વતની, અથવા બંગાળમાં જઈ વસેલા અથવા બંગાળ જઈને પાછા આવેલા માણસની અટક.

બંદેઅલી—વડવાઓનું નામ.

બંધારા—મશરૂને કૂટીને પૉલિશ કરનારાને બંધારા કહે છે.

બાંગી—બાંગ પોકારનારાને બાંગી કહે છે.

ભકરી—મખદૂમ સૈયદ-ભકરીના વંશજો.

ભઠિયારા—રસોઈ કરનાર. એને બાવરચી પણ કહે છે. (અજાયબી પમાડે એવી ચીજો રાંધનારને (રકાબદાર) કહે છે.)

ભવૈયા—ભવાઈ કરનારા.

ભાંડ—સારે પ્રસંગે નાચગાન કરનાર.

ભાડભૂંજા—ધાણીચણા શેકનાર.

ભોંયરા—કડીમાં સુન્ની વહોરાના એક કુટુંબની આ અટક છે. ઘરમાં ભોંયરું હોવાથી આ અટક પડી હશે એમ જણાય છે.

મક્કી—મક્કાવાસી કુટુંબો પોતાને મક્કી કહેવડાવે છે.

મનસૂરી—પીંજારા (અસલ મનશૂરી=રૂ વીખેરનાર) મનસૂર નામના કોઈ મહાન પુરુષ પીંજારાનું કામ પણ કરતા હતા, તેમના ઉપરથી બધા પીંજારાઓ પોતાને તે જ નામે ઓળખાવે છે.

મનિયાર—બંગડી વેચનારને મણિયાર (કે મણિયાર) કહે છે. મનિયાર હિન્દુ કે મુસલમાન ગમે તે કોમનો હોઈ શકે છે.

મદની—મદીનાવાસી કુટુંબો પોતાને મદની તરીકે ઓળખાવે છે.

મમોહિયુદ્દીન—વડવાના નામને અટકમાં ફેરવી નાંખવામાં આવ્યું છે.

મલબારી—મલબારના વતની અથવા મલબાર જઈ આવેલા.

મલેક—બાદશાહ તરફથી મળેલો એક માનવન્તો ઇલ્કાબ છે.

મશહદી—ઇરાનના મશહદ શહેરમાંથી આવેલા ગુજરાતના મશહદીના મૂળપુરુષ શફરુદ્દીન મશહદીનો રોજો આજે ભરૂચમાં છે.

મશાલચી—મશાલ પકડનાર.

મસ્કતી—અરબસ્તાનમાં આવેલા મસ્કતમાં વેપાર કરનાર વહોરાઓ પોતાને મસ્કતી તરીકે ઓળખાવે છે.

મસ્કતીવાળા—અરબસ્તાનમાં આવેલા મસ્તકમાં વેપાર કરનારા વહોરાઓ-મસ્કતીવાળા કહેવાય છે.

મસ્તાન— ભરૂચમાં કુટુંબ છે. ધર્મમાં તલ્લીન બનેલાને મસ્તાન કહે છે. આ કુટુંબમાં એવા મસ્તાન થઈ ગયેલા પુરુષ ઉપરથી પડેલી અટક છે.

મસાણિયા—હિન્દુઓને મસાણમાં લઈ જવાનો સામાન પૂરો પાડનારા.

માચીસવાળા—દીવાસળીને અંગ્રેજી ભાષામાં મેચીસ કહે છે, તે ઉપરથી ગુજરાતીમાં માચીસ શબ્દ બન્યો છે. દીવાસળી વેચનારની આ અટક છે.

મારફતિયા—મારફતિયાનો ધંધો કરનાર.

માસ્તર—નિશાળની અંદર શિક્ષકનું કામ કરનારની આ અટક છે. અંગ્રેજીમાં માસ્ટર શબ્દ છે, તે ઉપરથી ગુજરાતીમાં માસ્તર શબ્દ બન્યો છે. હિન્દુ કોમમાં પણ આ શબ્દ અટક તરીકે વપરાયો છે.

મિયાં—કોઈ પણ મુસલમાન શખ્સ માટે મિયાં શબ્દ વપરાય છે.

મિયાંભાઈ—અત્યારે ગુજરાતમાં વસતા મુસલમાન કુટુંબમાં મિયાંભાઈ અટક છે. તે કુટુંબમાં મિયાંભાઈ નામના વડવા થઈ ગયા, તેમના નામ ઉપરથી આ અટક પડી છે.

મીરઝા—મોગલના વંશજો મીરઝા કહેવાય છે. મીરઝા એ એક ખિતાબ પણ હતો.

મીરધા—શાહી જમાનામાં આ મીરધાઓ પાસવાનનું કામ કરતા હતા. પાદશાહી મિજલસોમાં વ્યવસ્થા કરવાનું કામ પણ મીરધાનું હતું.

મુકરદમ—મુકરદમી કરનાર.

મુનશી—મુનશી એટલે લેખક. ( અત્યારના જમાનામાં માસ્તર માટે મુનશી શબ્દ વપરાય છે. ) અસલના જમાનામાં મુનશીનું કામ આજકાલના સેક્રેટરીને મળતું આવતું. દરેક બાદશાહ પાસે એક મુનશી અચૂક રહેતો. આ મુનશી હિન્દુ અથવા મુસલમાન ગમે તે હોઈ શકતો.

મુલતાની—અસલ મુલતાનના વતની. અહીં મુસલમાન મોચીઓ પોતાને મુલતાની કહેવડાવે છે.

મુલ્લાં—ધર્મોપદેશકને મુલ્લાં કહે છે.

મુસ્તફા—કોઈ જાણીતા પૂર્વજના નામ ઉપરથી પડેલી અટક છે.

મેમણુ—મોમીન શબ્દનો અપભ્રંશ છે.

મેવાતી—પઠાણની એક અટક છે, જે મેવાતમાંથી આવેલી છે. (દિલ્હી અને અલવરની વચ્ચેના પ્રદેશને મેવાત કહે છે.)

મેંગ્લોર—મેંગ્લોર ગામના નામ ઉપરથી પડેલી અટક છે.

મેંદવી—મુસલમાનોના એક સંપ્રદાયનું નામ છે. મેંદવીઓની વધારે વસ્તી પાલણપુર, ડભોઈ, હૈદરાબાદ અને ધોળકામાં છે. (એ લોકોની માન્યતા એવી છે કે જે ઇમામ મેંદવી આવનાર છે તે આવી ગયા–અને તેમનું નામ સૈયદ મહમદ જોનપુરી છે.)

મેંદાજી—વડવાના નામ ઉપરથી બનાવેલી અટક છે.

મોતીવાળા—મોતીનો વેપાર કરનાર.

મોમીન—બિનમુસલમાનમાંથી મુસલમાન બનેલાને મોમીન કહે છે.

મોરકશ—કાગળ ઉપર મોરો (શંખ) એટલે પોલિશ કરનારને મોરકશ કહે છે.

મોલવી—મૌલા ઉપરથી મોલવી અટક પડેલી છે. અરબ્બી ભાષામાં તેનો અર્થ માલિક એવો થાય છે. આ ઉપરાંત તેનો અર્થ એક ધર્મ તજી બીજા ધર્મનો સ્વીકાર કરનાર, એવો થાય છે. આ ઉપરાંત મૌલવી એટલે ગુલામ અથવા સેવક એવો પણ અર્થ થાય છે.

મોહુદ્દી—કુતબુદ્દીન મોહુદ્દીનના વંશજો.

મૌલાબક્ષ—વડવાના નામ ઉપરથી પડેલી અટક છે.

યમાની—અરબસ્તાનમાં યમન પ્રાન્તમાંથી આવેલા આરબો પોતાને યમાની તરીકે ઓળખાવે છે.

યુરેઝી—ખરો ઉચ્ચાર ઉરેઝી છે.

યુસફ ઝે—ઝે એટલે કુટુંબ, યુસફ ઝે એ પઠાણ કુટુંબનું નામ છે.

રઝવી—ઇસ્લામમાં જે બાર ઇમામ થઈ ગયા છે, તેમાંનાં એક ઇમામ મુસા રઝાનાં વંશજો અને અનુયાયીઓ રઝવી તરીકે ઓળખાય છે.

રફાઈ—સૈયદ એહમદ કબીર નામના એક સન્ત પુરુષ થઈ ગયા

છે. તેમના સંપ્રદાયવાળાને રફાઈ કહે છે. આ પંથના કેટલાક માણસો તલવાર મુરૂચ વગેરે મોંઢામાં ભોકતા આપણી નજરે કોઈ વાર ચઢે છે.

રફુગર—રફુ કરનાર.

રસીવાળા—રસી એટલે દોરડાં વેચવાનો ધંધો કરનારની આ અટક છે.

રાઠોડ—રજપૂતમાંથી મુસલમાન બનેલા પુરુષની અટક છે.

રાણા—મોલેસલામ કુટુંબમાં આ અટક છે.

રાધનપુરવાળા—રાધનપુર ગામ ઉપરથી આ અટક પડેલી છે.

રિસાલદાર—પલટનમાં રિસાલદાર હોવા ઉપરથી પડેલી અટક છે.

રીંછડીવાળા એમ સાંભળ્યું છે કે કુટુંબમાં બે ત્રણ પેઢી પડેલાં એક સ્ત્રીના વાળ રીંછડી જેવા જાડા ને ખરબચડા હોવાથી કુટુંબ રીંછડીવાળા તરીકે જાણીતું થયું છે.

રૂપાવાળા—રૂપું–ચાંદી વેચનાર.

રૂશનાઈવાળા—લોકોને ઘેર શુભ પ્રસંગે દીવાબત્તીની રોશની કરી આપનાર.

રોશનીવાળા—લોકોને ઘેર શુભ પ્રસંગે દીવાબત્તીની રોશની કરી આપનાર.

રંગવાળા—રંગ વેચનાર.

રંગીનવાળા—આ પણ રંગ વેચનારની અટક છે.

લતીફ—પૂર્વજના નામ ઉપરથી પડેલી અટક છે.

લુકમાની—સુલેમાની વહોરા કુટુંબની અટક છે.

લોખંડવાળા—લોખંડનો વેપાર કરનારની આ અટક છે.

લોહાણી—પઠાણોની જાત છે. પાલણપુરના નવાબ સાહેબ લોહાણી જાતના છે.

વકીલ—વકીલાત કરનાર.

વલીઉલ્લા—આશરે બે સદી ઉપર અમદાવાદના સુન્ની વહોરાઓમાં વલીઉલ્લા નામના એક વિદ્વાન પુરુષ થઈ ગયા હતા; તેમના વંશજો આજે વલીઉલ્લા કહેવાય છે.

વરખસાઝ—ચાંદી સોનાના વરખ બનાવનારા.

વેલશી—વેલસિંહ એ ગુજરાતી હિન્દુનું નામ છે. કોઈ હિન્દુમાંથી મુસલમાન બનેલા માણસના વેલસિંહ નામ ઉપરથી આ અટક પડેલી છે.

વીરાણી—ખોજા અટક છે–વીરજી નામ ઉપરથી અટક પડી છે.

વહોરા—વહોરનાર–વેપાર કરનાર–આ અટક મુસલમાન તથા હિન્દુ બન્ને કોમોમાં છે.

શાહી—અમદાવાદવાળા શાહઆલમનાં વંશજો, અથવા અનુયાયી શાહી નામે ઓળખાય છે.

શાહીવાળા—શાહી બનાવનાર અથવા વેચનાર.

શીરાઝી—ઇરાનમાં શિરાઝમાંથી આવેલા માણસો શીરાઝી કહેવાય છે. અમદાવાદ શહેરમાં આસ્તોડિયામાં–મૂળપુરુષ–( સન્ત ) સૈયદ જાફર શીરાઝીનો રોજો આજે પણ મોજૂદ છે.

શેખ—બુઢ્ઢા અથવા કુટુંબના વડીલને શેખ કહે છે. આ અરબ્બી ભાષામાં શેખ શબ્દનો અર્થ થયો. ઇરાનમાં જેણે ઇસ્લામધર્મનો અંગીકાર કર્યો હોય તેવા પુરુષ માટે શેખ શબ્દ વપરાય છે. હિન્દુસ્તાનમાં હિન્દુમાંથી મુસલમાન બનેલા માણસ માટે શેખ શબ્દ ઘણી વાર વપરાય છે.

શેખડા—મોમનાઓમાંથી એક શાખા શેખડા તરીકે ઓળખાય છે.

શેઠવાળા—શેઠના કુટુંબના.

સગરી—સગર ગામના વતની.

સફરી—આ શબ્દનો એક અર્થ ઉદાર દિલના. સફર ( દેશ પરદેશની ) કરનારને પણ સફરી કહી શકાય. આ અટક માત્ર અમદાવાદમાં જ છે.

સફદરી—વડવાના નામ ઉપરથી.

સમશીર—વડવાના નામ ઉપરથી પડેલી અટક.

સરકીગરા—સરકી વેચનાર.

સર્વાન—સારબાન ( ઊંટવાળા )નો અપભ્રંશ.

સાબરિયા— દૂધવાળા.

સાબલિયા—ભેંશો રાખી દૂધ વેચનાર–અથવા બળદગાડી હાંકનારને સાબલિયા કહે છે.

સાબુવાળા—સાબુનો વેપાર કરનાર.

સાલેરી—ખાનદેશમાં સાલેર ગામમાંથી આવી ગુજરાતમાં વસેલાં મુસલમાન કુટુંબો સાલેરીને નામે ઓળખાય છે.

સાહેરવાળા—સાયર એટલે કવિ. એના ઉપરથી આ અટક પડી હોય એવી એક અટકળ થઈ શકે છે.

સિંગાપુરી—રાંદેરના સુન્ની વહોરામાં આ અટક છે.

સિદ્દીકી—સિદ્દીક શબ્દનો અર્થ સત્યવાદી એવો થાય છે. પયગંબરસાહેબના પહેલા ખલીફ અને સસરા હજરત અબુ બકર સિદ્દીકના વંશજો અને અનુયાયીઓ સિદ્દીકીની અટકથી આજે જાણીતા છે.

સુરૈયા—અત્તર વગેરે સુગંધી પદાર્થો વેચનાર.

સુરતી જમાદાર—સુરતમાં એક કુટુંબ છે.

સોદાગર—વેપારી ( સોદા કરનાર. )

સોનીવાળા—સોનાચાંદીનો ધંધો કરનાર કુટુંબની આ અટક છે.

સોહરવર્દી—પીર શાહબુદ્દીન સોહરવર્દીના સંપ્રદાયવાળાની આ અટક હોય છે.

હકીમ—હકીમનો એટલે વૈદ્યનો ધંધો કરનારની અટક છે.

હકીમજી—હકીમને વધારે માનવન્તો હોદ્દો બતાવવા હકીમજી કહે છે.

હરસોલિયા—હરસોલ ગામના વતની.

હરરવાળા—સિદ્ધપુરમાં વહોરા કુટુંબ એબિસિનિયામાં હરર શહેરમાં વેપાર કરતા.

હવા—સુન્ની વહોરાનું કુટુંબ

હવા કાગદી—સુન્ની વહોરા કુટુંબની અટક છે.

હાફીઝ—કુરાનનું પુસ્તક જેણે આખું મોંઢે કરેલું હોય તેને હાફીઝ કહે છે.

હાજી—મક્કાની હજ ( જાત્રા ) કરી આવેલા મુસ્લિમો હાજી કહેવાય છે.

હીરાણી—ખોજા કુટુંબમાં અટક છે ( હીરાજી ઉપરથી ).

હૈદરી—સુલેમાની વહોરાઓના એક કુટુંબની અટક.

૪

# પારસી અટકો

અટકોની વિવિધતામાં પારસી કોમ બીજી કોમો જેટલી જ, અથવા કદાચ વધારે આગળપડતી હશે. જેટલી ભેગી થઈ એટલી પારસી અટકોની યાદી મેં આ ભાગમાં મૂકી છે. ગુજરાતી હિન્દુ અટકોની માફક પારસી અટકોમાં પણ મુખ્ય પાંચ ભાગો પડે છે:

૧. ધંધાદારી અટકો.

૨. સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકો.

૩. કટાક્ષમાં કે મશ્કરીમાં પાડેલી અટકો.

૪. બાપદાદાનાં નામ ઉપરથી પડેલી અટકો.

૫. અંગ્રેજી અટકો.

મારી આ યાદી બીજી કોમની યાદીઓ કરતાં પણ અનેકગણી વધારે અપૂર્ણ છે તેનું મને પૂરેપૂરું ભાન છે; પરન્તુ તેનું મુખ્ય કારણ એ છે કે પારસી અટકો થોડીઘણી ભેગી થયા પછી મને ખ્યાલ આવ્યો કે આ યાદીમાં ઘણી અટકો એવી છે કે જેને વિશે હું કશું જ જાણતી નથી અને તે ક્ષેત્રમાં સંશોધન કરવાનું મારી પાસે કશું સાધન નથી. ટૂંકમાં કહું તો મને લાગ્યું છે કે આ અણખેડાયેલું ક્ષેત્ર જોકે ખેડવા જેવું તો છે જ, ખેડાવું અતિ આવશ્યક છે, પણ તે મારાથી બને તેવું નથી. એ કામ કોઈ આ વિષયમાં રસ લેનાર પારસી ભાઈ કે બહેને જ કરવા જેવું છે. મારાથી બની શક્યું, એટલું ખોખું મેં તૈયાર કરી અહીં મૂકી દીધું છે.

કટાક્ષ અથવા મશ્કરીમાં પડેલી અટકો આ યાદીમાં ઘણી છે; તે કોમની એ એક ખાસ ખાસિયત છે. વળી હિન્દુ, મુસલમાન વગેરે બીજી કોમોમાં પ્રચલિત એવી અટકો પણ આ કોમમાં જોવામાં આવે છે. પોતાના ધર્મની રક્ષાને અર્થે પારસી લોકો આજથી લગભગ બારસો વર્ષ પૂર્વે આપણા દેશમાં આવ્યા, ત્યારે સૂરતની પાસે આવેલાં નાનાં નાનાં માછીમાર લોકોનાં ગામડાંઓમાં વસી ગયા હતા. તે ગામડાંઓમાં આજે પણ તેમની વસ્તી ઘણા પ્રમાણમાં છે. અને પારસી લોકોની ભાષા હજી પણ સૂરત જિલ્લાના દરિયાકાંઠાના ગામડિયાઓની ભાષાને ઘણે અંશે મળતી આવે છે; તેથી તેમની અટકોના ઉચ્ચાર પણ તે જ પ્રકારના કરવામાં આવે છે. હું માનું છું કે કોમની વસ્તીના પ્રમાણમાં પારસી અટકોની વિવિધતા અસામાન્ય ગણી શકાય, એટલી બધી છે.

## ધંધાદારી અટકો

ધંધાદારી અટકોમાં નોકરી અને વેપાર બન્ને ઉપરથી પડેલી અટકોનો સમાવેશ કર્યો છે. આ સાથે તેની અટકોની યાદી આપી છે, તે ઉપરથી જણાશે કે તેમાં ઘણા ધંધા, નોકરી વગેરે માટે અંગ્રેજી શબ્દો વાપરેલા છે. બાકી કાપડિયા, ઝવેરી, જોશી, ગાંધી, દેસાઈ, મહેતા, વગેરે ઘણી અટકો ગુજરાતી હિન્દુ અટકોના જેવી જ છે. તેથી એટલી અટક ઉપરથી માણસની કોમ સમજી ન શકાય. પારસી કોમમાં 'વાળા' શબ્દનો ઉપયોગ ઘણો થાય છે. આ સાથેની યાદી ઉપરથી જણાશે કે અટકોમાં પણ 'વાળા'થી પૂરી થતી ઘણી અટકો છે—અને આ યાદી તો ઘણી જ અપૂર્ણ છે, એટલે આવી કાંદાવાળા, કેળાંવાળા, કેરીવાળા, ખજૂરવાળા, નેતરવાળા, પાંઉવાળા ને માખણવાળા જેવી અટકો તો હજી સંખ્યાબંધ મળી શકે એમ છે. દસ્તૂરની અટક માત્ર પારસી કોમમાં જ હોય છે, કારણ કે તેમના ધર્મગુરુઓની તે અટક હોય છે. પારસીભાઈઓ સાહસિક હોઈ સમસ્ત કોમનો મુખ્ય ધંધો વેપારી લાઈનનો જ હોય છે. તેથી વેપાર-ધંધાને લગતી તેમની અટકો પણ પુષ્કળ છે.

આરસીવાળા
ઈંડાવાળા
એન્જિનિયર
એ[illegible]બર્નેટ
કન્ફેક્શનર
કલેક્ટર
કં[illegible]કટર
કા[illegible]ગરા
કા[illegible]પીટિયા
કાપડિયા
કારભારી
કાંદાવાળા
કેપ્ટન
કેબીનેટમેકર
કેન્ટીનવાળા
કેરાંવાળા
કેરીવાળા
કોચબિલ્ડર
કોમીસેરીએટ
કોટવાળ
કાઠવાળા
ખરાદી
ખજૂરવાળા
ખજૂરીવાળા
ખે[illegible]વાળા
ગાઠ
ગાંધી
ગોરાગાંધી
ગોળવાળા

ઘડિયાળી
ઘાસવાળા
ચાહેવાળા
ચોકીદાર
ચોથિયા
જીનવાળા
જોશી
ઝવેરી
ટોડીવાળા
ટ્રેઝરીવાળા
ડેપ્યુટી
ડ્રાઈવર
ડૉક્ટર
તલાટી
તાડીવાળા
તાલુકદાર
તોપખાનાવાળા
દલાલ
દસ્તૂર
દારૂવાળા
દેસાઈ
દારૂખાનાવાળા
દીવાન
નારિયેળવાળા
નાણાવટી
નિમકવાળા
નેતરવાળા
પસ્તાકિયા
પાઘડીવાળા

પાંઉવાળા
[illegible]
પીઠાવાળા
પોસ્ટવાળા
પ્રિન્ટર
પ્રેસ
ફિટર
ફોટોગ્રાફર
બનાતવાળા
બાસ્તાવાળા
બોયવાળા
ભાજીવાળા
મજમૂદાર
મરચંટ
મસાલાવાળા
મહેતા
માખણવાળા
માર્કર
મારબલવાળા
માંસવાળા
માસ્ટર
માસ્તર
મોહાફવાળા
મીણબત્તીવાળા
મિસ્ત્રી
મુન્સીફ
મેજર
મોતીવાળા
રિપોર્ટર

| | | |
|---|---|---|
| રેડીમની | વજીફદાર | સુખાવાળા |
| લાકડાવાળા | વર્કીંગ બોકસવાળા | સ્કૂવાળા |
| વિલાઉંવાળા | વાડિયા | સોડાવોટરવાળા |
| લીંબુવાળા | શરાફ | હકીમ-હકીમજી |
| લેલીનવાળા | શ્રોફ | હાડવૈદ |
| લો | સેક્રેટરી | હોડીવાળા |
| લોયર | સુખડવાળા | હોર્સડીલર |
| લોર્ડ | સુતરિયા | સરકારી |
| વકીલ | સુનાવાળા | સોપારીવાળા |
| વખારિયા | | |

## સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકો

બીજી યાદીઓની માફક આ યાદી પણ બહુ જ અપૂર્ણ છે. અને ખરું જોતાં આ પ્રકારની, એટલે કે સ્થળ અથવા ગામનાં નામ ઉપરથી પડેલી અટકોની યાદી તો લગભગ અનન્ત જેવી છે. જ્યાં એક માણસ અથવા તેનું કુટુંબ એક ગામ છોડી બીજે ગામ ગયાં, અટક બદલાવાની શક્યતા ઊભી થાય છે જ. વળી પારસી કોમ ઈરાનથી આવી સુરત જિલ્લામાં પહેલવહેલી વસી તેથી સુરત જિલ્લાનાં આસપાસનાં લગભગ બધાં જ ગામ અથવા ગામડાંનાં નામ ઉપરથી અટકો પડેલી પારસી કોમમાં મળી આવે છે, તેમાંથી આ યાદીમાં થોડી જ અટકો આવી શકી હશે—બાકી ઉધનાવાળા, ગણદેવિયા, નવસારા, દમ્મણિયા, નારગોળવાળા, બલસારા, રાંદેરિયા અને સૂરતી જેવી અટકોનો પારસી કોમમાં પાર નથી. આ યાદી ઉપરથી એડન, બંગાળ, મદ્રાસ વગેરે ક્યાં ક્યાં આ નાની કોમ ફેલાઈ ગઈ છે, તેનો કાંઈક ખ્યાલ આવે છે.

| | | |
|---|---|---|
| અડાજણિયા | એડનવાળા | ખંભાતા |
| અવાસિયા | કલ્યાણીવાળા | ખંભાતવાળા |
| અરણિયા | કરંજિયા | ખંડાળાવાળા |
| આબુવાળા | કારંજાવાળા | ગણદેવિયા |
| ઇચ્છાપોરિયા | કોઠાવાલા | ગામડિયા |

ખાટીગરા
ઘોઘાવાળા
જંગાલવાળા
ડુમસિયા
ટ્રોમ્બેવાળા
તાલીચેરીકર
તાપિયા
તારાપોર
તારાપોરવાળા
દમ્મણિયા
દવિયેરવાળા
નગરવાળા
નવસારા
નારગોળવાળા
નાયગામવાળા
પારડીવાળા
પેરીસવાળા
પૂનેવાળા

પોચખાનાવાળા
બલસારા
બરોડાવાળા
બંગાળી
બારિયા
બિલીમોરિયા
બેલગામવાળા
ભરૂચા
ભાગલિયા
ભાઠેના
ભાવનગરી
ભીંવડીવાળા
ભૂજવાળા
ભોંયગરા
મદ્રાસવાળા
મરોલિયા
મહાલક્ષ્મીવાળા
મહુઆવાળા

માલેગામવાળા
માંડવીવાળા
મીરજવાળા
રાંદેરિયા
લીમડીના
વરિયાવા
વરિયાવાવાળા
વાડિયા
વેસાવેવાળા
વ્યારાવાળા
સતારાવાળા
સંજાણા
સીંગનપોરિયા
સિનોર
સુમાલીવાળા
સૂરતી
સોલાપુરવાળા
હવેલીવાળા

## જાણીતા પૂર્વજોનાં નામ ઉપરથી પડેલી અટકો

કુટુંબની અંદર કોઈ પુરુષ પ્રખ્યાત થઈ ગયા હોય, તો તેમની તરફના પૂજ્યભાવને લઈને તેમનું નામ પોતાની સાથે સદાને માટે જોડી રાખવાની ઇચ્છા તે મહાપુરુષનાં કુટુંબીઓને તથા વંશજોને થાય, એ સ્વાભાવિક છે. આ કુદરતી ઇચ્છામાંથી જ આ વિભાગમાં જે પ્રકારની અટકો આપી છે તેનો ઉદ્ભવ થયેલો છે. ઘણી વખત તો એવું પણ બને છે કે કુટુંબની અટક અમુક વડવાનાં નામ ઉપરથી પડેલી ચાલી આવે છે, પરન્તુ એ પૂર્વજ સંબંધી કુટુંબને હાલ કશી જ માહિતી હોતી નથી. આવી સ્થિતિ આવે, ત્યારે કુટુંબમાં કોઈક એવા નીકળી આવે છે કે જૂની અટક બદલી નાંખી નવી ધારણ કરે છે. એ રીતે એક અટક નાબૂદ થઈ, નવી અટક શરૂ થાય છે. પારસીઓમાં સગપણનાં શબ્દો ઉપરથી પણ કેટલીક અટકો પડેલી છે તેને પણ આજ વિભાગમાં વિભાગ પાડી મૂકી દીધી છે. આવી અટકો ગુજરાતમાં પારસી કોમમાં જ મળી આવે છે એ એની ખાસિયત છે. આ યાદીમાં 'વેવાઈના' નામની અટક આપી છે, એ પ્રકારની એટલે 'વાળા'ની જગાએ 'ના' પ્રત્યય લગાડેલી અટકો પણ પારસી કોમમાં વારંવાર મળી આવે છે. આવી જાતના કેટલાક દાખલા નીચે ટાંક્યા છે:

માસીના, વેવાઈના, શેઠના, રાણીના, લીમડીના, ભાડેના, મોટાના, વગેરે. અહીં સગપણ ઉપરથી, સ્થળ અથવા ગામ ઉપરથી તથા બીજો કોઈ પણ સંબંધ બતાવતા શબ્દોને 'ના' પ્રત્યય લગાડી દઈ અટકો બનાવવામાં આવી છે. ગુજરાતી હિન્દુઓમાં 'વાળા', કેટલેક સ્થળે 'કર' વગેરે પ્રત્યયો લાગી અટકો બની છે, પણ આ જાતની 'ના'વાળી અટકો, ખાસ કરીને પારસી કોમમાં જ મળી આવે છે.

## જાણીતા પૂર્વજોનાં નામ ઉપરથી પડેલી અટકો

| | | |
|---|---|---|
| કાબરાજી | દોલીકુંકા | મોગલ |
| કાલા પેસી | લાલ કાકા | મોટાભાઈ |
| કુંવર | હોમા વજીર | મહેર હોમજી |
| કોથાજી | હીરજી બહેદીન | મોટા ફરામ |
| ગોભાઈ | નવરોજી | મનાજી |
| જાલ | પેસુના | મીનોચેર હોમજી |
| જાલનાવાળા | પેસ્તન જામાસ્પ | મુલ્લાં ફિરોઝ |
| જીજીભાઈ | બનાજી | રૂસ્તમ ફરામ |
| ડુંગાજી | બહાદુરજી | **બ વિભાગ** |
| દાદી બરજોર | બાપુ | કાકા |
| દાદી માસ્તર | રૂસ્તમજી | મામા |
| દાદી શેઠ | બનશા | માસીના |
| દાદાચાનજી | બામજી | વેવાઈ |
| દાદાભાઈ | બહેલી હોમજી | વેવાઈના |

## પારસીઓમાં અંગ્રેજી અટકો

બધા ગુજરાતીઓ કરતાં પારસી લોકોને ગુજરાતી ભાષામાં અંગ્રેજી શબ્દો વાપરવાની વધારે ટેવ હોય છે. એ લોકોની સામાન્ય વાતચીતમાં પણ અસંખ્ય અંગ્રેજી શબ્દો વપરાયેલા હોય છે. તેનાં ઉદાહરણો ઘણાં આપી શકાય; પરન્તુ અહીં તેને માટે સ્થાન નથી. પારસી અટકોમાં પણ અંગ્રેજી શબ્દો બીજા ગુજરાતીઓનાં પ્રમાણમાં ઘણાં વધારે છે. બીજા ગુજરાતીઓ કરતાં પશ્ચિમની સંસ્કૃતિ તરફ પારસી ભાઈબહેનોને વધારે પક્ષપાત છે. પારસી સ્ત્રીપુરુષોનાં પોતાનાં નામો પણ બની શકે તેટલાં અંગ્રેજી નામોને મળતાં બનાવવાનો ઘણી જગાએ પ્રયત્ન થતો જોવાય છે. દાખલા તરીકે, પેસ્તનજીને બદલે પર્સી—દોલતની જગાએ ડોલી—ખુરશેદને બદલે કેટી—આવાં અનેક નામોનાં રૂપાન્તર થયેલાં મળી આવે છે. તે જ મુજબ અંગ્રેજી અટકો પણ મોટા પ્રમાણમાં આ કોમમાં મળી આવે છે, તેની યાદી આ વિભાગમાં મૂકી છે.

# પારસી કોમમાં અંગ્રેજી અટકોની યાદી.

| | | |
|---|---|---|
| આલબ્લેસ | ડેપ્યુટી | માર્કર |
| એન્જીનિયર | ડોકટર | મારબલવાળા |
| એડવોકેટ | ડયુક | માર્શલ |
| એશબર્નર | ડ્રાઈવર | માસ્ટર |
| કનફેકશનર | નીકલસન | મિસ્ત્રી |
| કરઝન | પેમાસ્ટર | મુન્સીફ |
| કલેકટર | પેરીસવાળા | મેજર |
| કુપર | પોસ્ટવાળા | રેડીમની |
| કેન્ટીનવાળા | પ્રિન્ટર | રીપોર્ટર |
| કેબીનેટ મેકર | પ્રેસ | લેન્ટીન |
| કેપ્ટન | ફીટર | લૉ |
| કેલવર્ટ | ફોટોગ્રાફર | લોયર |
| કંટ્રાકટર | બર્ડી | લોર્ડ |
| ગાર્ડ | બરોડાવાળા | વર્કીંગ બોકસવાળા |
| ગ્રીન | બેનેટ | શ્રોફ |
| ગીલ્ડર | બોઈસ | સેક્રેટરી |
| જોકી | બોયવાળા | સોડાવૉટરવાળા |
| ટ્રેઝરીવાળા | બ્રેન્ડન | સ્ક્રૂવાળા |
| ટોડીવાળા | મરચન્ટ | સ્પેન્સર |
| ડગન | | હોર્સ ડીલર |

# કટાક્ષ અથવા મશ્કરીમાં પડેલી પારસી અટકો અને ન સમજાતી તથા પરચૂરણ અટકો (પારસી)

અદગરા
અપુ
અવારી
આઇવાળા
આગા
આંટિયા
આપઅખત્યાર
ઈલાવિયા
એલાવિયા
કકલિયા
કરાકા
કટેલી
કતેલી
કરાણી
કામદીન
કાવિના
કામા
કાંગા
કાવારાણા
કાશીનાથ
કાત્રક
કુકા
કુતાર
ખબરદાર
ખરાસ
ખરેઘાટ
ખાન
ખોટ
ગગરાટ
ગઝદર
ગટી
ગબલા
ગંભીર
ગારડા
ગિયારા
ગીમી
ગોકલ
ગોદરેજ
ગ્યારા
ઘટી
ઘાટીગરા
ઘામટ
ઘોરખોદિયા
ચવના
ચીચગર
છીબર
જસાવાળા
જાગોસ
જાભવાળા
ટંકારિયા
ડગન
ડબી
ડમરી
ડેબુ
તતારી
તવડિયા
તબાકુ
તાતા
તાંતરા
થુથી
દાબુ
દાલાસ
દુબાશ
દોટીવાળા
દોધી
દંદાસ
ધનભૂરા
ધાબર
ધાલા
નવલખી
પતરાજી
પલ્સેટિયા
પરબુ
પાટક
પાઠક
પાદશાહ
પાલમકોટ
પાલિયા

પાવરી
પીટીટ
પેટીગરા
પોચા
પોપટ
પંડોળ
પંથકી
પાંડે
પેન્ટી
પ્હોંચા
ફ્નીબંદા
બખત્યાર
બજા
બરડી
બસલા
બાબેકાન
બામા
બામ
બામબોટ
બાલા
બાલીવાળા
બીલપોડિયા
બોરડા

બોદ
ભમગરા
ભપુ
ભરડા
ભાનગરા
ભાભા
ભાયા
ભૂત
ભેસાનિયા
ભૈંસા
ભોમીસા
ભોંટ
ભોંયગર
મલ્લુ
મસાણી
મહેનટી
માદન
મીરઝા
મુલ્લાં
મુસ
મેડોરા
રતુરા
રબાડી

રાજા
રાણીના
રાવ—રાઓ
રેડીમની
લામ
લાહેર
વાણિયા
વેસુના
શાહના
સકલાતવાળા
સબ્બા
સબાવાળા
સરવાઈ
સહિયાર
સાગર
સાહેર
સીધવા
સેના
સોગુ
સંતોક
હવેવાળા
હસન ટપાલ
હીરા માણેક
હોમાવાળા

## ભ

| અટક | પાનું |
|---|---|



| અટક | પાનું |
|---|---|

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંશોધન ગ્રંથ

૧ સિદ્ધહેમનો અપભ્રંશ વિભાગ (અનુવાદ) અધ્યા. મધુસૂ
પં. કર
૨ બીમ્સના ઉપોદ્ઘાતનો અનુવાદ ,,
૩ છંદોનુશાસન (પ્રાકૃત–અપભ્રંશ ભાગ) અધ્યા. જીવણલાલ
૪ ગુજરાતી છંદો અધ્યા. રામનારા
૫ અસાઈતનું 'હંસાઉલી' કાવ્ય પં. કેશવરામ
૬ ભીમનું 'સદયવત્સ કથા' કાવ્ય અધ્યા. મંજુલાલ
૭ પુરાણોમાં ગુજરાત અધ્યા. ઉમાશં
૮ જૈન આગમોમાં ગુજરાત મુનિશ્રી
૯ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ શ્રી રત્નમણિરાવ
(ઇસ્લામ યુગ)
૧૦ પંચમહાલના ભીલ શ્રી. પાંડુરંગ
૧૧ રાનીપરજ શ્રી. જુગત
અધ્યા. ઉમાશં
૧૨ ગુજરાતની પ્રજાની મૂળ જાતિઓ અધ્યા. છોટુભાઇ
૧૩ દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન શ્રી. રામ
ગુજરાતની સામાજિક સ્થિતિ (કી. રૂ. સવા)
૧૪ ગુજરાતી અટકોનો ઇતિહાસ (કી. રૂ સવા) અધ્યા. વિ
૧૫ વાઘરી લોકો ,,
૧૬ ગુજરાતનું મૂર્તિવિધાન શ્રી. કનૈયાલ
૧૭ આપણા કવિઓ–ખંડ ૧ (કી. રૂ. એક) પં. કેશવ
૧૮ રણમલ્લ છંદની ઐતિહાસિક પ્રો. સૈયદ
સમાલોચના (કી. આના ચાર)
૧૯ 'અખો'—એક અધ્યયન (કી. રૂ. બે) અધ્યા. ઉમાશં
૨૦ Indo-Aryan and Hindi ડૉ. સુનીતિકુ
(કી. રૂ. સાડા ત્રણ)
૨૧ Archæology and Ancient ડૉ.
Indian History
૨૨ મુઝફ્ફરશાહી (મૂળ અને અનુવાદ પ્રો. સૈયદ
(કી. રૂ. સવા) અને શ્રી. છોટુ

સૂચના:–આવી * નિશાનીવાળાં પુસ્તકો પ્રસિદ્ધ થ
અને ૨૧ છપાય છે; જ્યારે બાકીનાં તૈયાર થવાની જુદીજુ